# પરમપદની સમજ

પ્રવક્તા

**સ્વ. શ્રી મોહનભાઈ પરાગભાઈ પટેલ**


પ્રકાશક

**સમસ્યા અને સમાધાન ટ્રસ્ટ**

શ્રી પરમ ગુરુ કરુણાસાગર મંદિર, સુથાર ફળિયા, હાલોલ – ૩૮૯૩૫૦

પ્રકાશક : સમસ્યા અને સમાધાન ટ્રસ્ટ
શ્રી પરમ ગુરુ કરુણાસાગર મંદિર
સુથાર ફળિયા, હાલોલ – ૩૮૯૩૫૦

મુદ્રક : પ્રણવ આર્ટસ
જીએફ–૧, દેવી પ્લાઝા, સરદાર ભવનનો ખાંચો
રાવપુરા, વડોદરા–૩૯૦૦૦૧
ફોન : (૦૨૬૫) ૨૪૫૯૫૨૫

પ્રથમ આવૃત્તિ : પ્રત ૨૦૦૦ (તા. ૨૦-૦૨-૨૦૧૧)

સહયોગ : ₹ ૧૫૦/-(પોસ્ટેજ અલગ)

પ્રાપ્તિસ્થાન :

(૧) શ્રી પરમ ગુરુ કરુણાસાગર મંદિર
સુથાર ફળિયા, હાલોલ – ૩૮૯૩૫૦

(૨) શ્રી ભગવાન પરમ ગુરુ કરુણાસાગર મંદિર (સુખાનંદ મઢી)
સીસોદ્રા, તા. રાજપીપલા, જિ. : નર્મદા
ફોન : (૦૨૬૪૦) ૨૪૪૭૫૧, ૯૪૨૭૧ ૩૧૮૫૧ (મો)

(૩) શ્રી ભગવાન પરમ ગુરુ કરુણાસાગર મંદિર
ચૌટા બજાર, અંકલેશ્વર, જિ. : ભરૂચ
ફોન : ૯૬૩૮૩ ૨૮૧૩૭ (મો.)

(૪) શ્રી ભગવાન પરમ ગુરુ કરુણાસાગર મંદિર
આદર્શ નગર સોસાયટી, કબીર પોળ
નવસારી, જિ. : નવસારી
ફોન : ૯૯૨૪૭ ૫૭૨૩૦ (મો.)

(૫) શ્રી ભગવાન પરમ ગુરુ કરુણાસાગર મંદિર
મોટી જેર, તા. કપડવંજ, જિ. : ખેડા
ફોન : (૦૨૬૯૧) ૨૮૪૬૫૩



સ્વ. શ્રી મોહનભાઈ પરાગભાઈ પટેલ
ગુરુશ્રી ભગવાનદાસજી ગુરુશ્રી સુખરામજી
(સોજીત્રા ગાદી)



મહાન તપસ્વી રઘુરામજી મહારાજ ગુરૂશ્રી ભગવાન કરૂણાસાગર

(ઉમરા-સુરત)

:: જન્મ ::
ફાગણ સુદ-૧૧ સંવત ૧૮૨૫

:: કૈવલધામ ::
જેઠ સુદ-૧૧ સંવત ૧૯૫૬

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

# પ્રકાશકના બે બોલ

પરમ ભક્ત શ્રી મોહનભાઈ પરાગભાઈ પટેલે વર્ષો પૂર્વે ગ્રહણ કરેલા પરમ ગુરુના લક્ષ જ્ઞાન ભજનનો ગૂઢ અભ્યાસ કરેલો અને ગુરુ શ્રી સંત ભગવાનદાસજી ગુરુ શ્રી સુખરામદાસજી પાસેથી જ્ઞાન ગુરુ દીક્ષા લીધી હતી. તે વખતે તેમણે ગુરુ જ્ઞાન પચાવી પોતે સાક્ષાત્ અંશ અને અંશીનો અનુભવ કર્યો હતો. તે ગુરુ લક્ષ ભજનમાં આઠે પહોર સદા વિચરણ કરતા હતા. આ અનુભવના આધારે પોતે ગ્રંથોમાંથી સારનો ઉતારો, સ્વરચિત સાખીઓ અને અનુભવ જ્ઞાન એક ડાયરીમાં લખ્યાં હતાં. તે ડાયરી હંમેશાં પોતે જ્યાં જાય ત્યાં સાથે રાખતા. (આ ડાયરી આજે ઉપલબ્ધ નથી.) અને સત્સંગ કરાવતા ત્યારે પોતે દાસને કહેતા કે તારે સદેહે મોક્ષ કે પરમપદ (અંશ અને અંશીનું મિલન) પ્રાપ્ત કરવું છે ? તેઓ સહજ સ્વભાવે દાસનું ચિત્ ધ્યાનમગ્ન કરી દેતા. તેઓ ઘણા જ ટૂંકા સવાલ કરી મુમુક્ષુને સરળ રીતે ગુરુ જ્ઞાન અને વિવિધ જ્ઞાનને વ્યવહારિક ઉદાહરણો આપી ન્યાયપૂર્વક કૈવલ જ્ઞાન લક્ષ ભજન કરવાની રીત પોતે કરતા અને દાસને સમજાવી કરાવતા હતા.

દાસભક્તને શરીરમાં રહેલાં તત્ત્વો, અંતઃકરણ, ગુણ, સામાન્ય પ્રણવ, સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહા કારણ, પરમ કારણ, ઓહંગ, સોહંગ, સોહંગ પ્રણવ, સોહંગ બ્રહ્મ, અંશનું હંગ, કર્તાનું મહદ્ હંગ, મુક્ત દ્વાર, પરમ ગુરુ કૃપા, અંશ અને અંશીનું પ્રગટ અજર, અમર, અકળ, અનંત તેજોમય દિવ્ય સ્વરૂપનું દર્શન દિવ્ય ચક્ષુથી પ્રત્યક્ષ અનુભવ કરાવતા હતા.

સકર્તાનું તેજોમય દિવ્ય સ્વરૂપ અને સૂક્ષ્મ અંશનું તેજોમય દિવ્ય સ્વરૂપ, સરખું અને સજાતિ છે. ફક્ત અંશને સકર્તા જેવી સર્જન કરવાની જાણ નથી. બંને એક જ સ્વરૂપે છે, અંશ અને અંશી વચ્ચે કોઈ પણ જાતનો તફાવત નથી. દા. ત. જળનું બુંદ, પાત્રનું જળ, નદીનું જળ જ્યારે સાગરના જળ સાથે ભળી જાય છે પછી અલગ દેખાતાં નથી. બધાં જળ સજાતિ

હોવાથી એક રૂપ થઈ ગયાં, પછી આ બધાં જળ અલગ ન કરી શકાય.

પરમ ગુરુએ આપેલ કૈવલ જ્ઞાનની શુદ્ધ, સ્પષ્ટ અને સાર રૂપ સમજ આપતાં તેઓશ્રીનાં વ્યાખ્યાનોની ત્રણ ઓડિયો કેસેટ્સ પરમ ભક્ત શ્રી મોહનભાઈએ અમોને વર્ષો પૂર્વે પ્રસાદી રૂપે આપી હતી. તે ઉપરાંત અમારી જિજ્ઞાસાને સંતોષવા તેઓશ્રીએ અમોને ચાર પત્રો દ્વારા સત્સંગનો લાભ પણ આપ્યો હતો. આ વ્યાખ્યાનો અને પત્રોનું પ્રકાશન કરવું કે ન કરવું તેનો નિર્ણય કરવામાં ઘણો સમય વીતી ગયો. છેવટે માનવ સમુદાયને પરમ ગુરુ લક્ષ અને કૈવલ જ્ઞાનથી જાગૃત કરવાની કૈવલ કૃપા થઈ. તેઓશ્રીનાં વ્યાખ્યાનોની ત્રણ કેસેટ્સની છ સાઈડનું લખાણ છ ભાગ રૂપે અને ચાર પત્રોનું પ્રકાશન તે આ પુસ્તક 'પરમપદની સમજ'.

ઓડિયો કેસેટ્સ વર્ષો જૂની થઈ ગઈ છે. તેના શબ્દે શબ્દ સાંભળી, સમજી કાગળોમાં ઉતારવા અમારે તે કેસેટ્સને વારંવાર આગળ પાછળ કરી, વારંવાર સાંભળવી પડી છે. તેથી ઘણી જગ્યાએ કેસેટ્સ ટેપમાં ભરાઈને કપાઈ ગઈ, તે ચોંટાડીને ફરી ફરી સાંભળવા, સમજવા અને ઉતારવા પ્રયત્નો કરવા પડ્યા છે. તેમ છતાં કૈવલ કૃપાથી મોટા ભાગનું લખાણ અમે શબ્દે શબ્દ ઉતારી શક્યા છીએ. ટેપ ઉપરથી ઉતારેલાં એ લખાણની ચોકસાઈ પરમ ભક્ત શ્રી મોહનભાઈ કૈલાસધામ વાસી હોવાથી તેઓશ્રી પાસે કરાવી શક્યા નથી.

પ્રકાશન પૂર્વે તે લખાણ સળંગ વાંચવા માટે અમારા એક મિત્રને આપ્યું. તે ગુજરાતી ભાષાના જાણકાર છે, અને સારા વાંચક છે. તેમને કેટલીક જગ્યાએ વાક્યરચના સમજાતી નથી એવા પ્રશ્નાર્થો કર્યા. અમે સાથે બેસી ટેપ ફરી સાંભળી થોડું મઠાર્યું. સાખી કે કવિતાની પંક્તિઓમાં કોઈ સુધારા કર્યા નથી.

આ લખાણ સળંગ વ્યાખ્યાનો રૂપે છે તેથી તેમાં પ્રકરણ હેડિંગ, પેટા હેડિંગ, ક્રમબદ્ધ વિષયવસ્તુની રજૂઆત કે સળંગસૂત્રતા નથી. ઉપરાંત, કેટલીક જગ્યાએ પુનરાવર્તનો પણ છે. આ બધું સરખું કરવુંજોઈએ કે કેમ એ મૂંઝવણ તો હતી જ, સાથે સમય અને શક્તિનો પણ અભાવ હતો. છતાં

પુસ્તક વાંચવું સરળ બને તે માટે એક વિચાર પૂરો થાય ત્યાં નાના નાના પેરેગ્રાફ પાડવા એવું નક્કી કર્યું. પરેગ્રાફ પાડ્યા પછી સળંગ વાંચતાં એક ચમત્કાર થયો. એવું પ્રતીત થયું કે આ પુસ્તકનું કોઈ પણ પાનું ઉઘાડો તો ઊંડાં ચિંતન અને જ્ઞાનના અનુભવવાળાં મોતી જેવાં વાક્યો વાંચવા મળે છે. આખું પુસ્તક પરમપદની સમજણનો, અનુભવવાણીનો, સંગ્રહ હોય એવું જ અનુભવાય છે. વાંચનારને પરમ સત્સંગનો લાભ મળશે જ એવો વિશ્વાસ છે.

છતાં, ભાષા શુદ્ધિ કરી છે અને ટેપનાં વાક્યો ન સમજાયાં ત્યાં થોડા શબ્દફેર અમે કર્યા છે. તેથી આ પુસ્તકમાં કોઈ વિચાર સ્પષ્ટ ન થયો હોય તો એ અમારી સમજશક્તિનો અભાવ છે એવું માનજો. પરમ ભક્ત શ્રી મોહનભાઈની વાણી, વિચાર કે અનુભવમાં કોઈ દોષ ન શોધશો. પત્ર સત્સંગ ૩(૩૬)માં તેઓશ્રીએ જે લખ્યું છે તેમાં ઘણું બધું સમજવા જેવું છે : ‘‘ઉપર પ્રમાણે જે લખાણ છે તે સમર્થની દયા થકી, સદ્‌ગુરુજીની મહેરથી, જે કાંઈ આદેશ મળ્યો તેટલું જ લખ્યું છે. હું કંઈ લખતો નથી, લખનાર અને લખાવનાર કોઈ ઓર છે.’’

આ પ્રકાશનમાં યોગ્ય ચિત્રોનો સમાવેશ કરવામાં આવ્યો છે. બધાં ચિત્રોમાં ખૂબ ખૂબ આત્મજ્ઞાન (અલખ ખોજો ઘટમાંહિ, હો સંતો અલખ ખોજો ઘટમાંહિ તાટે જન્મ-મરણ ભય નાંહિ), પરમ ગુરુએ દર્શાવલ કૈવલ લક્ષ જ્ઞાન સકર્તાની જાણ વગેરે ઉમેર્યું છે. દા. ત. કારનું ચિત્ર : કાર, પેટ્રોલ અને ડ્રાઈવર એ ઘાટ, પ્રણવ અને ચૈતન્ય અંશની જાણ આપે છે. અરીસામાં પ્રતિબિંબ : અરીસા રૂપી ઘાટમાં, અંશનું પ્રતિબિંબ આવ્યું તે છે. અહીં અરીસો અને ઘાટ નાશવંત છે અને ચૈતન્ય અંશ અવિનાશી છે. પરમ વિશેષ અંશ (પરમ ગુરુ શ્રી કરુણાસાગર) કૈવલ કર્તાના ધામમાંથી નીકળી કૈવલ જ્ઞાનથી જાગ્રત કરવા ચૌદ લોકના બ્રહ્માંડમાં નિરંજન ધામથી જંબુ દ્વીપ સુધીનો માર્ગ આધ્યાત્મિક ગ્રંથોમાંથી લીધો છે.

‘માણસ માત્ર ભૂલને પાત્ર’ એવા ‘અમે બધાં’ છીએ. માનવ સમુદાયનો સાથ અને સહકાર અમને ઘણું જ શીખવાડશે. આ સમુદાયને નમ્ર વિનંતિ કે અમારી ભૂલો લખીને જણાવશો, તેમનો ‘અમે બધાં’ ઘણો જ

આભાર માની તેમના શુભ કાર્ય માટે કૈવલકૃપાની પ્રાર્થના કરીશું. ભવિષ્યમાં પરમપદની સંક્ષિપ્ત આવૃત્તિ બધા જ સુધારા સાથે પ્રકાશિત કરીશું. જે મુમુક્ષુ દાસજનોનાં દિવ્ય ચક્ષુ ખોલશે. તેમની અને અન્યની જ્ઞાન જ્યોતિ પ્રગટાવશે.

કોટિ કોટિ વંદન, પરમ ગુરુ તમને, કોટિ કોટિ વંદન, પરમ ગુરુ તમને.....
મુમુક્ષુ જનોને પરમપદ આપવા, કૈવલધામથી જ્ઞાન સ્વરૂપે પધાર્યા.
બ્રહ્મવેત્તા ગુરુએ અને નિજલક્ષી જનોએ આપનપુની જાણ આપી.
ધન્ય ભક્ત શ્રી મોહનભાઈને, ઊંઘમાંથી જગાડ્યા એવા વિરલ પુરુષને.

આ ગ્રંથ તૈયાર કરવામાં અને પ્રકાશનમાં જેઓનો પ્રત્યક્ષ કે પરોક્ષ રીતે સહકાર પ્રાપ્ત થયો છે, તેઓ સૌનો 'અમે બધાં' હૃદયપૂર્વક આભાર માનીએ છીએ. વિશેષમાં આ પુસ્તકના પ્રકાશન માટે 'સંમતિપત્ર' સ્વ. મોહનભાઈ પરાગભાઈ પટેલના વારસદાર પત્ની ગં.સ્વ. દેવબહેન મોહનભાઈ પટેલે સહર્ષ આપ્યો છે. તેમના અમો આભારી છીએ.

**- પ્રકાશક વતી 'અમે બધાં'**









હું કોણ છું ? મારો કર્તા કોણ છે ?
બ્રહ્મ કેવું છે ?









આ દેહની અંદર શું છે ? કેવું છે ?
શાથી બંધાયું છે ? કોણે બાંધ્યું છે ?









આ જગતના કર્તા તમે છો ? કૃત અને
કાળને કરનાર કોણ છે ? પાલન પોષણ કોણ કરે છે ?









તત્ત્વથી તત્ત્વ, સ્થાવરમાં ફળની ઉત્પત્તિ
અને જંગમ (ચર)માં સંતાન ઉત્પત્તિ , આ વ્યવસ્થા કોણે કરી છે ?









કર્તાના કૃતમાં કર્તા ન મળે ? આ સૃષ્ટિ માપ
અને માયાવાળી છે ? કર્તાના શુદ્ધ ઉપજણથી ચૈતન્ય અંશ અંકુર રૂપ છે.

# વેદ ઉત્પત્તિ

પુરુષ
નિરંજન વેદ પિતા

પ્રકૃતિ
ગાયત્રી વેદ માતા








પશ્ચિમ તરફ
દષ્ટિ રાખી




પૂર્વ તરફ
દષ્ટિ રાખી



ચાર મુખવાળા
બ્રહ્માજી




દક્ષિણ તરફ દષ્ટિ રાખી




ઉત્તર તરફ દષ્ટિ રાખી

# ચર, અચર ઘાટોને



* સુરતા, નુરતા, અક્કલ, આરત
* મનુષ્યમાં મન, અંતઃકરણ, જાગ્રત અવસ્થા
* જ્ઞાન કે અજ્ઞાન મુજબ કાર્ય કરે
* પ્રણવ અને ચૈતન્યપણું
* જાગ્રત સ્વપ્ન સુષુપ્તિ ને તુર્યા
* રૂપ, રંગ અને ગુણ
* પશુઓમાં સ્વપ્ન અવસ્થા, બુદ્ધિ અને અંતઃકરણ



* સુરતા, નુરતા, અક્કલ, આરત
* પ્રણવ અને ચૈતન્યપણું
* માયા ન હોય
* રૂપ, રંગ, સુવાસ, ગુણ
* સુખ દુઃખ ભોગવે, ફળ આપે
* સુષુપ્તિ અવસ્થા, શુદ્ધ અહંકાર
* રાત-દિવસની ખબર નથી



ચૈતન્ય
પ્રણવપણું
સુખઃ-દુખ
વિશ્વાસ
શ્રદ્ધા
ભાવ
જ્ઞાન / અજ્ઞાન
ઇચ્છા
જાણ
ક્રિયા

# માનવ શરીરમાં દેવોનો વાસ
# અને પંચભૌતિક તત્ત્વો




૧ નિરંજન પુરુષનો વાસ
૨ ભ્રમર ગુહા - પ્રકૃતિ શક્તિનો વાસ (મહામાયા)
૩ જમણી આંખ - ચંદ્ર દેવનો વાસ
૪ ડાબી આંખ - સૂર્યદેવનો વાસ
૫ નાસિકામાં અશ્વિનીકુમારનો વાસ
૬ કાન - દિગ્પાલ(દિક્પાલ) દેવનો વાસ
૭ જીભમાં વરૂણદેવનો વાસ
૮ કંઠ - શિવ દેવનો વાસ
૯ હૃદય-શિવ-શક્તિનો વાસ
૧૦ હાથમાં ઈન્દ્રદેવનો વાસ
૧૧ ચામડી - મારૂતિ દેવનો વાસ
૧૨ નાભિ - વિષ્ણુનો વાસ
૧૩ ઉપસ્થ દ્વાર બ્રહ્મા તથા અનંગદેવનો વાસ
૧૪ ગુદા દ્વાર ગણપતિ દેવનો વાસ
૧૫ વિષ્ણુ અને સૂર્ય દેવનો વાસ

અણિયાળો ભાગ

૧ ૨ ૩ ૪

જ્ઞાન

ભક્તિ

વૈરાગ્ય

૧ આત્મ શોધન
૨ આત્મ ચિંતન
૩ આત્મ વિશ્વાસ
૪ આત્મ જ્ઞાન

| માયા | અંશ |
|---|---|



| માયા | | અંશ | |
|---|---|---|---|
| ૧ | દશ્યમાન | ૧ | ચેતન |
| ૨ | અચેતન (પડછાયો) | ૨ | અદશ્ય |
| ૩ | તત્ત્વદર્શી | ૩ | નિજદર્શી |
| ૪ | પુરુષ અને પ્રકૃતિમાંથી ઉત્પન્ન | ૪ | અવિભાજીત |
| ૫ | જોવું, જાણવું, બોલવું | ૫ | બ્રહ્મસ્વરૂપ |
| ૬ | આચરણ | ૬ | દિવ્ય દષ્ટિથી દશ્યમાન |
| ૭ | માયાનો રંગ | ૭ | જ્ઞાનચક્ષુથી ઓળખાય |
| ૮ | શરીર તત્ત્વોને પ્રેરણા કરે, કરાવે | ૮ | કર્તાનો સજાતિ અંશ |
| ૯ | વ્યાપક, દ્વૈત રૂપે પણ જડ | ૯ | તત્ત્વાતીત |
| ૧૦ | સગુણ અને નિર્ગુણ ઉપાસના કરે | ૧૦ | અનામી |
| ૧૧ | નામ, રૂપ અને ગુણ | ૧૧ | સજાતિમાં જ ભળે |
| ૧૨ | ચિંતન, મનન કરે | ૧૨ | તેજોમય |
| ૧૩ | કર્મકાંડ | ૧૩ | શરીરમાં શ્વાસને જાગ્રત કરનાર |
| ૧૪ | મર્યાદિત આયુષ્ય | ૧૪ | નામ વગરનો |
| ૧૫ | ચૌદ લોકમાં વ્યાપક | ૧૫ | અલ્પ જ્ઞાનવાળો |
| ૧૬ | મર્યાદિત માયા | ૧૬ | અદ્વૈત રૂપે |

# અંશોનો તફાવત

| ચોર્યાસી લાખ શરીરો | દેવો અને દેવીઓ | નિરંજન |
|---|---|---|
| (૧) સામાન્ય અંશ | (૨) વિશેષ અંશ | (૩) પરમ વિશેષ અંશ |
| • અન્નમય શરીર | • દેવ કોટિના અંશો | • જ્ઞાન સ્વરૂપ |
| • સ્થાવર ફળ ઉત્પન્ન કરે | • વાસના ખોરાક | • સકર્તાના સર્જનનો વિસ્તાર કરવો |
| • જંગમ સંતાન ઉત્પન્ન કરે | • સૂક્ષ્મ (અદૃશ્ય) શરીર | • કાળધર્મ લાગે નહિ |
| • દૃશ્યમાન શરીરો | • દીર્ઘ આયુષ્ય | • કર્તાથી અજ્ઞાન |
| • શ્વાસોશ્વાસની ક્રિયા કરે | • સ્વ સ્વરૂપે થવાય અને તેમને જાણ હોય | • વેદનું બંધારણ કરનાર |
| • શરીરમાં ઉંમર પ્રમાણે ઘાટ બદલાય | • પંચભૌતિક તત્ત્વોવાળું શરીર | |
| • કર્તાથી અને તેમની ગતિથી અજ્ઞાન | • ચર | |
| | • દિવ્ય સ્વરૂપ | |
| | • કર્તાથી અજ્ઞાન | |



કોણ, કોના આધારે કામ કરે છે ?
આકાશ તત્ત્વ
પૃથ્વી તત્ત્વ
પવન તત્ત્વ
દશ ઈન્દ્રિયો
જળ તત્ત્વ
અગ્નિ તત્ત્વ
મન
માનવ શરીરમાં
રજો ગુણ
સત્ત્વ ગુણ
તમો ગુણ
પ્રકૃતિ (મહામાયા)
નિરંજન પુરુષ
સૂલટ ક્રિયા
ઊલટ ક્રિયા
ચેતન અંશ
બ્રહ્મામાં


આત્મલક્ષની ગતિ
(અંશ ગતિ/આપનપુ)
સત્સંગ
કર્મ કપાય
બ્રાહ્યવૃત્તિ ત્યાગ
મોહ છૂટે
આંતરવૃત્તિ ત્યાગ
જાગ્રતતા વ્યાપે
સ્થિરપણું આવે
વિશાળ બુદ્ધિ થાય
જીવપણું છૂટે
બ્રહ્મવેત્તા ગુરુની મદદથી
અંશ અંકુર ખિલે
ચૈતન્ય લક્ષ જાણવો
દિવ્ય અનુભવ થાય
સોહંગ પ્રણવ અંશની જાણ
પિંડ બ્રહ્માંડ સંધિ થાય
અંશની જાણ
જાગ્રત અને ઉન્મુનિની અવસ્થાના છેડે
પોતાના હંગે થાય તો કર્તાના હંગે થવાય
પરમ ગુરુની કૃપાથી થાય તો જ કર્તા સાથે શુદ્ધ પ્રેમથી એકતા થાય
પરમપદ પ્રાપ્ત થાય - અંશ ગતિ પામે

સૂર્ય




માયાવી

# ચૈતન્ય અંશનો દિવ્ય પ્રકાશ અને શરીરનો સંબંધ







**સ્વરૂપ :**

(૧) પ્રગટ ચેતન્ય અંશ.

(૨) સૂક્ષ્માતિસૂક્ષ્મ રૂપ(અણુ અને પરમાણુથી પણ સૂક્ષ્મ.

(૩) અંશીનો (કર્તાનો) સજાતી ચૈતન્ય અંશ.

(૪) તત્ત્વાતીત.

(૫) સ્વયંપ્રકાશિત અને સ્વયં-ગતિમાન(ચર), તેજોમય.

(૬) અગમ, અગોચર અને શુદ્ધ.

(૭) પંચભૌતિક તત્ત્વો સ્પર્શ ન કરી શકે.

(૮) રંગ, રૂપ અને ગુણ વગરનો બ્રહ્મ સ્વરૂપવાળો.

(૯) સુંદર દિવ્ય ઘાટવાળો, દિવ્ય દ્દષ્ટિથી દ્દશ્યમાન.

**વાસ :**

પિંડ અને બ્રહ્માંડની સંધિમાં

**દ્દશ્યમાન :**

ઉન્મુનિની પાછળની અને જાગ્રત અવસ્થાની શરૂઆતમાં

**વાતાવરણ :**

(૧) સમદમ (નિહંગ પ્રણવ).

(૨) ચિદ્ અંતઃકરણ.

(૩) સુષુમ્ણા નાડી ચાલે.

(૪) સોહંગ પ્રણવ.

(૫) ઉજાગ્રતા અવસ્થા.

(૬) સુરતા નુરતા સ્થિર

(૭) આકાશ તત્ત્વ

**નોંધ :** ચૌર્યાસી લાખ યોનિઓ આ રીતે સજીવ રૂપે ચૈતન્ય થઈ છે.

પરમ વિશેષ અંશ (પરમ ગુરુ)નું
બ્રહ્માંડના વિશેષ અંશોને
દિવ્ય કૈવલ જ્ઞાન કરવાનો
પ્રગટ પ્રવાસ
ભાગ ૧

ધ્યેય :-
સ્વ. સ્વરૂપ અને અંશી (કર્તા)ની
જાણ કરી સજાતિ ઓળખાવી
અંશ અને અંશી મિલન
કરવા વિષે




નોંધ :- અનુસંધાન માટે જુઓ ભાગ - ૨

# પરમ વિશેષ અંશ (પરમ ગુરુ)નું

# બ્રહ્માંડના વિશેષ અંશોને દિવ્ય કેવલ જ્ઞાન

# કરવાનો પ્રગટ પ્રવાસ

## ભાગ ૨




**નોંધ :- અનુસંધાન માટે જુઓ ભાગ - ૧**

# પરમપદની સમજ

## ભાગ ૧

યુગો યુગો સુધી ઝગમગતો, જ્ઞાન વીરતાનો તાર,
ગ્રંથોમાં અમર રહ્યો, શ્રી પરમ ગુરુનો મહા પ્રતાપ.

આત્મલક્ષ ન જાણ હી, માન હી કર્મકી ચોટ,
ગુંજા ખબર શું સુમરણ કરે, કબુ ન હોય ઉદ્યોત.

આત્મલક્ષને નહિ જાણવાથી કર્મ અને પરચા પરચીને માને છે, પણ ચણોઠીનો મહેનત કરી ઢગલો કરે તો કોઈ દિવસ તેનાથી પ્રકાશ થતો નથી. કબૂતર ઊંચાં આકાશમાં ઊડે પણ તેની સુરતા પૃથ્વી ઉપરના કૂવાના ગોખમાં મૂકેલા ઇંડામાં જ રહે છે. તેવી રીતે જેના અંતઃકરણમાં જ્ઞાન નથી, અંતઃકરણમાં અજ્ઞાન જ ભરેલું છે, તેઓ ગમે તેટલી વાતો કરે પણ તે પ્રમાણે તેમના હલનચલન નથી.

નગર નગર ભટકન કરે, ઘર ઘર બોધ બતાય,
ત્યાગ રહીને તસ્કર, ધૂતી ધન લઈ જાય.

આત્મલક્ષને ન જાણવાવાળા ગામેગામ અને ઘરેઘરે જુદા જુદા પ્રકારના બોધ કરીને ભટકયા કરે છે. ત્યાગનો વેશ રાખીને ચોરની સમાન ધૂતીને ધન લઈ જાય છે.

કબીર સાહેબનું જ્ઞાન મહામતાથી ભરેલું છે. તેમને દેવદેવાલયનું

ખંડન કર્યું અને વેદપુરાણને માન્યા નહિ, છતાં અત્યાર સુધી સારધાર ચાલ્યા કરે છે.

બાંધુગઢના ધર્મદાસ અપાર કર્મ કરવાવાળા હતા પણ જ્ઞાન એટલે આત્મા પરમાત્માની એકતા વગર, જડ નામનું ભજન કરવાથી, શુદ્ધ તત્ત્વને ઓળખી શક્યા નથી. ધર્મદાસની ઉપર કરુણા થવાથી મહાન કબીર સાહેબ મળ્યા ત્યારે અરૂઢ જ્ઞાનગતિ પ્રાપ્ત થઈ, તેથી સુખ-શાંતિના ભેદ જોવા લાગ્યા.

જેના આઠે અંગ વાંકાં છે, એવો અવતાર ધારણ કરેલા અષ્ટાવક્ર જ્ઞાની પુરુષ જનકને મળ્યા ત્યારે જનકનો મોક્ષ થતાં વાર લાગી નહિ.

હું કેટકેટલી શાખ આપું ? જે જે મહાપુરુષો થયા છે, તે મહાપુરુષો જ્ઞાનની ગતિ એટલે આત્મા પરમાત્માની એકતાનું જ્ઞાન પ્રાપ્ત કરીને મહાન ગતિવંત થયા છે. જ્ઞાનની ગતિ પ્રાપ્ત કર્યા સિવાય કર્મોનો તેમ જ પાપોનો નાશ થતો નથી.

ગૃહસ્થી ગુરુ જે આપણા જેવા છે, તેમનાથી પાપ નિવારણ થતું નથી. જો તેમનાથી પાપ નિવારણ થતું હોત તો સત્સંગની ઇચ્છા કોણ કરે?

આત્મ લક્ષ નિરાકરણ, પ્રણવ પ્રાણપતિદેવ,
હોત સુલભ સત્ સંગત, હસ્તામલ તત્ ખેવ.

જગતભરમાં જે આત્મલક્ષની ગતિ, કે જે ઓહંગ ને સોહંગ પ્રણવ રૂપે રહેલી છે, તેના પતિદેવ અંશની ગતિ સત્સંગ કરવાથી પ્રત્યક્ષ થાય છે. ઉપર કહ્યા તેવા મહાન ગતિને ધારણ કરનાર સદ્‌ગુરુ અગર સંતની ગતિનો કોઈ કાળે નાશ થતો નથી. એટલે જાણનો નાશ ગમે તેવી સ્થિતિમાં થતો નથી, એવો જેનો મહદ્ મતો છે, તેનો સ્પર્શ કરવાને માટે બહિર્ વૃત્તિઓનો ત્યાગ કરવો. અંતર્ વૃત્તિમાં સ્થિર થવાની દશાને જ સત્સંગ કહેવાય છે.

આ બાજુના બધા સમાગમ છ શાસ્ત્ર, નવ વ્યાકરણ અને દશ

અવતારોના વિસ્તાર છે. તેનાથી સંશય નિવારણ થાય નહિ. તે બધા સત્સંગો કહેવા પૂરતા જ છે, કે જેને જાણવાથી પરમપદ પ્રાપ્ત થઈ શકે નહિ. જ્યાં સુધી કર્મ કપાય નહિ, કર્મનો નાશ થાય નહિ, ત્યાં સુધી પાર પામી શકાય નહિ. જેઓની ચાહના મુક્ત થવાની છે, છતાં તેનાથી ઊલટું ભ્રમણામાં ફસાયા છે.

ચૈતન્ય લક્ષને જાણ્યા વિના દિવ્ય અનુભવ થતો નથી. દિવ્ય અનુભવ સિવાય નિત્ય ચેતન અંશનું જ્ઞાન થતું નથી.

હાલના બોધક ગુરુઓને ઉપદેશ કરવાની હોંશ હોય છે. પરંતુ સાચા જ્ઞાન વગર તેઓ જીવને મુક્ત કરતા નથી અને હેવાન ગતિના જીવોને ફાંસામાં ફસાવે છે. આ શરીરમાં ખુદ કર્તાનો જ ચેતન અંશ આવ્યો છે, તે અંશના સ્વરૂપને તેઓ ઓળખતા નથી કે ઓળખાવતા નથી.

વિશેષમાં વૃત્તિ ઊલટ ન થાય ત્યાં સુધી આ બાજુને તે બાજુ મળવાની ગતિમાં શંકા રહેતી નથી. અસંખ્ય યુગોથી તે અત્યાર સુધી કેટલાય કલ્પો વીતી ગયા છતાંય આત્મલક્ષ સિવાય, કહો કોઈ પણને સંતે મોક્ષ કરાવી આપ્યો છે?

બીજા સામાન્ય જીવોની તો શું ગણના, ઈશ્વર (દેવદેવીઓ) જેવા પણ ગુરુને આધીન રહ્યા છે. જો મોક્ષ પામવાની ઇચ્છા હોય તો બ્રહ્મવેત્તા ગુરુની ચાહના કરો. ઉપલક ચિહ્નો ધારણ કરવાથી, તે કાર્ય કરી શકાશે નહિ. પિંડ અને બ્રહ્માંડની સંધિએ જે કૈવલ કર્તાનો ચેતન અંશ રહેલો છે, તેની જાણ, તેનું સ્વરૂપ જીવોને સમજાવી શકતા નથી.

તબ નહિ જાનત એહી કછુ, જીવ તારણ નિજ જ્ઞાન,
આવન જાવનકી તો ગમ નહિ, નિજ ઘર ઠેક ઠેકાણ.

આ સંસારના જીવોનું કલ્યાણ કેવી રીતે થાય તેનું જ્ઞાન તથા પતિને ત્યાંથી આવવાની ને અહીંથી પતિને ઘેર જવાની અને તેનું ઠેકઠેકાણું ક્યાં છે

તેની નિજ જાણ જીવોને નથી.

સમર્થ કુવેર સાહેબ કહે છે કે, હે સંસારના જીવો! પોતાનું ચૈતન્ય સ્વરૂપ અને તેના પતિનું જ્ઞાન તમામ પ્રકારથી ગ્રહણ કરીને પોતાના સ્વરૂપે થઈને ભવપારંગત થઈ જાવ. અજ્ઞાન રૂપી ભ્રાંતિઓ તથા સંશયોના સમૂહને તોડી નાખીને મોક્ષનો મુદ્દો તમને સમજાવું, તેથી લેશ માત્ર અજ્ઞાન રહેવા પામશે નહિ.

ઈન્દ્રિયોના દેવતા અનુક્રમમાં આખું જગત ઈન્દ્રિયોના વિલાસમાં ભ્રમિત થયું છે. સદર ઈન્દ્રિયોના ક્તથી તમોને નિર્ભય બનાવું અને અનુભવ રૂપી જ્ઞાનનો પ્રકાશ કરી આપું.

ઊર્ધ્વ વૃત્તિ વાળતાં, ભૃકુટીની ઉપર ભાગમાં જતાં, ત્યાં ઓહંગ સમાતા સોહંગ થાય છે અને સુષુમ્ણા ખૂલે છે. ત્યારે પોતાના હંગનું ભાન થાય, પોતાના હંગે થવાય તો જ કર્તાના હંગને જાણી શકાય.

પોતે પોતાના સ્થાને ઈન્દ્રિયોના દેવતા અહં દેવ ધારણ કરી રહેલા છે, જેનાથી શુદ્ધ ચેતન અંશની ગતિ ન્યારી અને કલ્પી ન શકાય તેવી રહેલી છે. તે સોહંગ પર ચૈતન્ય અંશની જાણ છે. તેની દૃષ્ટિ બ્રહ્મરંધ્રમાં રહેલી છે.

તે ગુપ્ત ભેદનો નિર્ણય અનુભવ સહિત કરી આપું કે કોઈ પણ જાતનું કર્મકાંડ વગેરે કંઈ પણ તેને લાગી શકતું નથી.

પિંડ અને બ્રહ્માંડની સંધિએ એટલે જાગ્રત ઉન્મુનિના છેડે નિજ ચૈતન્ય અંશની ગતિ રહેલી છે, તે તમોને પ્રત્યક્ષ રીતે દર્શાવું. તેમાં પરમ પુરાતન અંશના પતિ જે છે, તેની અગમ ગમ તમને કહી સમજાવું.

આ ત્રણ પ્રકારના અંશો, જે ઘરેથી આવ્યા છે, તે ઘરના માલિક કૈવલ કર્તા છે. જે બહિર્વૃત્તિનો ત્યાગ કરી અંતર્વૃત્તિમાં સ્થિર થયો હોય, જેના દિવ્ય ચક્ષુ ખૂલી ગયા હોય, એ જ આ સ્થૂલ દેહથી માંડીને પરમ કારણ દેહ સુધીનાં તત્ત્વોનો વિચાર કરી શકે. અહીંથી ત્યાં જવાની અને ત્યાંથી અહીં

આવવાની બંને પ્રકારની ગતિની સમજણ હમણાં જ તમને સમજાવું. જ્યારે મારા જ્ઞાનનો તમને અનુભવ થશે, ત્યારે જ તમો તમારી જાતે જ જાણી શકશો.

સૃષ્ટિ જ્યારથી ઉત્પન્ન થઈ ત્યારથી અત્યાર સુધી બધો સંસાર ત્રણ ગુણ અને જ્યોતિનારાયણમાં અટકેલો છે. જેથી પોતાના ચૈતન્ય સ્વરૂપ અને કૈવલ કર્તા આ બંને વસ્તુને ભૂલી ગયો છે.

જે શ્વાસ રૂપી પ્રણવ જાપ ચાલે છે, તેને કબજે રાખનાર કર્તા કૈવલનો અંશ છે. તેની સત્તા વડે કુંભક, પૂરક ને રેચક આ ત્રણે ક્રિયાઓ થાય છે. તે ત્રણેનો નિયંતા છે તે જ સ્વરૂપમાં મારો નિજ અંશ છે. જે સ્વરૂપે હું મહાન અવિગત પુરુષ છું પણ મારી ગતિને કોઈ જાણી શકતું નથી. પરાની પાર, જેનો પાર પામી ન શકાય, તેવું તે પદ હવે હું તમને કહું છું.

આ બાજુના તમામ શરીરો પ્રણવ રૂપી નાથથી નથાયેલ છે. નાસિકાના અગ્ર ભાગે પ્રણવનું દ્વાર છે. તે દ્વારે પ્રણવ દાખલ થાય છે અને બહાર નીકળે છે. તેનો નિર્ણય કરવાને માટે વૃત્તિ રહેલી છે. તે વૃત્તિ પ્રણવ ઉપર પડેલી છે, જેથી પ્રણવ ચલિત છે. તે વૃત્તિના દ્રષ્ટા તેને નિજ નાથ કહેવામાં આવે છે. તે નિજ નાથ, મારા નિજ ચૈતન્ય સ્વરૂપ હોવાથી, શ્વાસનો નાથ છે એમ માનશો નહિ.

જેની ઉપર પરમ ગુરુની કૃપા થાય છે, તે જ નિજ સ્વરૂપને ઓળખી શકે છે. ત્યાં બુદ્ધિની કરામતો કામ લાગતી નથી. જ્યારે પરમ ગુરુની ગતિ અંશમાં આવે છે, ત્યારે જીવ શંકા રહિત થાય છે તેમ જ પરમ પદમાં દ્રઢાત્મક થાય છે, તેથી મારી સાથે તેનો સ્નેહ જોડાય છે અને એકતા થાય છે. એ જ વખતે હું તેને પરમ પદ આપું છું. આ ગમથી રહિત, જ્યાં વાણીનો ઠેકો લાગતો નથી એવો, શ્રેષ્ઠમાં શ્રેષ્ઠ ઉપદેશ રૂપી ઈલમ છે.

જેના માથા પર ચૌદ તબક્કા છે, જેની નીચે ચૌદ તબક્કા(ઉપછાંડ) છે, એવા મહેલના મધ્ય ભાગે કૈવલ કર્તાના ચૈતન્ય અંશનો મુકામ છે. ત્યાં

પોતાના ચૈતન્ય રૂપની નિજ જાણ અને અંશની નુર ભૂમિકા ગતિથી ભરપૂર ભરેલી છે. ખુદ ખાવન કૈવલ ધણી તમામ અંશોના ઉત્પન્નકર્તા છે.

સમર્થ પરમ વિશેષ પરમ દયાળુ પરમ ગુરુ કરુણાસાગર કહે છે કે આ જગતમાં કોઈ ભગવદી જન મારો થાય એટલે ચૈતન્ય સ્વરૂપને જાણે તો તેમાં મારી નિજ ગતિ ઊતરશે જેથી મારું કૈવલ પદ દેખાશે.

સુજ્ઞ જનોએ પ્રાણી માત્રને નિજ ચૈતન્ય ભાવથી સમાન જાણીને અંતરમાં દયા રાખવી. નિજ ચૈતન્ય સ્વરૂપ સંબંધીનું જ્ઞાન પ્રાપ્ત કરી, કૈવલનું સ્મરણ ધ્યાન ધરવું અને હૃદયમાં ગરીબી એટલે દાસત્વ ભાવથી દીનતા રાખવી.

ધ્યાન ધરવાના વિષયમાં જે હરદમ શ્વાસોશ્વાસની ક્રિયા ચાલુ છે તેને અજપો કહેવામાં આવે છે. જે જપાયા વિના પોતાની મેળે ચાલુ રહે છે તે અજપા જાપને, વિકારી તત્ત્વોથી જુદો કરી, પોતાના ઘરમાં લઈ જઈ નિહંગ કરવો. નિહંગ થયેલો પ્રણવ બ્રહ્મની એકતાવાળો થાય છે, ત્યારે નિજ સજાણ જાણ અંશની વૃત્તિ પોતાના અસલ નિજ સ્વરૂપે થાય છે. આ રીતે નિજ સ્વરૂપને જાણવું.

હે અંશ! આ માર્ગ અભ્યાસીનો છે માટે તું અભ્યાસ કર. આમ અભ્યાસ કરતા છેવટે ચાર અવસ્થાઓનાં ગાત્રો નરમ પડશે એટલે પ્રાણમાં સ્વયં ધીમે ધીમે સ્થિરતા આવી જશે. અવસ્થાઓ અને અંતઃકરણો એકમુખી ક્રિયાવાળા થાય ત્યારે પ્રાણમાં શબ્દાદિ ધ્વનિ ઊઠતો નથી. આ સ્થાને ચિત્ત નિવૃત્ત પામે છે અને પ્રણવ નિસંગી થાય છે.

આ પ્રાણ આ સમય પર અદ્વૈત ગણાય. કારણ કે ચિત્ત સિવાય બાવન અક્ષર પૈકી એક પણ અક્ષર ઊઠતો નથી. ચિત્ત જ અક્ષરોની માળાને ઉત્પન્ન કરનાર છે. જ્યારે ચિત્ત નિવૃત્ત દશાને પામે ત્યારે પ્રણવ નિહંગ થાય છે. પ્રણવની ગતિ ધીમે ધીમે ગમન કરવાની હતી તે ઓછી થઈ જાય છે. જ્યારે સંપૂર્ણ ઓછી થાય ત્યારે પ્રણવ પોતાના ઘરમાં જાય. આ પ્રણવ એ જ

શુદ્ધ નિહંગ છે. આ સ્થાને શબ્દ આદિ રચના રહેવા પામતી નથી.

તેવા સમયનો શુદ્ધ પ્રણવ બ્રહ્મની સાથે રસબસ થઈને રહે છે. રસબસ રહ્યો એ જ અંશનું ઘર છે. આ સ્થિતિ વિદેહમુક્ત જીવનથી પણ અધિક છે. આનું નામ જ મોક્ષ. આ અંશ સ્વરૂપે થયો ગણાય. આ સ્વરૂપ પ્રાપ્ત કરવું સદ્‌ગુરુને હાથ છે. માટે હે ચેતન અંશ! સર્વદા નિરંતર અભ્યાસી થા.

શ્રીમત્ સમર્થ કરુણાસાગરે પરમ અમર મંત્ર આપ્યો છે તે પોતાના નિજ આપનપુ સ્વરૂપ સંબંધીનો છે તે પ્રત્યક્ષ પ્રમાણ રૂપ છે. આ અમર મંત્ર વડે નિજ સજાણ જાણ દ્વારા પિંડ, બ્રહ્માંડ અને ચૌદ લોકથી પર રહેલા સાહેબ રૂપ સકર્તા સત્ કૈવલની અંતર નુરતા દ્વારા એકતા કરવી. અખે એટલે કોઈ દિવસ કોઈ કાળે ખરે નહિ તેવા, અમર, અવિનાશી, નામ રૂપ અને ગુણ રૂપથી રહિત, સર્વના આદિ રૂપે રહેલા, સોહંગ પુરુષ અનંત બ્રહ્માદિક સકર્તા સત્ કૈવલ છે. તે પરમ શ્રેષ્ઠ પરમપદ છે. આવા અવર્ણનીય કૈવલ ધામને મહાન ભાગ્યવંત પરમહંસો જ પ્રાપ્ત કરી શકે છે. તેમને ગર્ભ સંકટના જન્મમરણના દુઃખમાં વાસ થતો નથી.

જગત છેવટ સુધી ગુરુ ધર્મમાં જ રહેવાનું છે. ફેર એટલો જ છે કે જગત આ ગુરુ ધર્મને સમજ્યું જ નથી. ગુરુ ધર્મ અખંડ અમર અચળ અકળ અનાદિ સિદ્ધ છે. આ પ્રમાણે ગુરુનું અનાદિ સ્વરૂપ અકથ્ય હોઈ વાણીથી વર્ણવી શકાય તેવું નથી. તે કેવી રીતે ઓળખાય, કયા પ્રકારે ઓળખવા અને તેમાં સ્થિર થઈ ધ્યાનાકાર કેવી રીતે થવું એવું સમજાવનાર નથી. મનુષ્ય ધર્મમાં આ અપાર ગુરુ ધર્મ ઘટાડી, માપક બનાવી, ગુરુ ધર્મનો નાશ કર્યો છે. જ્યાં માનસિક ગુરુ ધર્મ પુજાતો હોય ત્યાં નિજ ગતિનો પ્રકાશ કેવી રીતે પડે અને કયા પ્રકારે સમજે?

અપરંપાર પરમ ગુરુ કરુણાસાગરના સ્વરૂપમાં ચૌદ લોક વસ્યા છે. તે સ્વરૂપનું બીજું નામ સોહંગ છે. ઓહંગ સોહંગ રૂપ પરમ ગુરુના સ્વરૂપમાં નિવેદન થાય તો પરમ શાંતિનું છેવટ પરિણામ પ્રાપ્ત થાય છે. આ મહદ્ હંસથી

સર્વ લોકોના હંસ સજીવ છે. આ મહદ્ હંસ એ જ પરમાત્મા. આ પરમ ગુરુ અગર સાક્ષાત્ કરુણાસાગર પોતે જ છે એમ સમજવું.

ક્ષર રૂપી સ્થિર શરીર, અક્ષર રૂપી આત્મા અને અક્ષરોની આદ્યમાં પરમાત્મા પદ આ બધાં નાશવંત છે. આ બધાં તત્ત્વોમાં ધ્યેય પદ રૂપે સકર્તાનો અંશ રહેલો છે, તે જ અવિનાશી છે.

નિજ સ્વરૂપની જાણ જેઓને પ્રાપ્ત થઈ તે હરિજનોના દિલમાં આત્મલક્ષની કળી ન શકાય તેવી મહાન ખુમારી વ્યાપી ગયેલી હોવાથી, પાગલની માફક નિજ લક્ષમાં મસ્ત રહી, પોતાના અંતિમ સ્થાને શ્વસીને રહેલા છે.

નિજ પદને જાણીને તેનો સ્પર્શ કરાવે એવા આ જગતમાં વિરલ પુરુષો જ થયા છે. બાકીના ભૂચર ગતિના થયા છે. તે આ બાજુ આવેલા દેવતાઈ પદમાં અટકી રહીને બધા જગતમાં ભરમાઈ ગયા છે.

કૈવલ પદ એક અખંડ અવિનાશી હોઈ જન્મમરણના ભય વગરનું છે. જેથી તે પદનું ચરણ હંમેશાં અમર્યાદિત સુખ આપનારું છે. તે પદ અમાપ છે. જે હરિભક્તો પોતાનું અહં છોડે તે તે પદના સુખને મેળવી શકે છે. આમ નિજ લક્ષ સ્વરૂપના અનુભવ રૂપી સૂર્યનો ઉદય થતાં અંતઃકરણમાં જ્ઞાનનો પ્રકાશ થશે તેમ જ અજ્ઞાન રૂપી રાત્રી નાશ પામતાં અગણિત દિવાઓનું અજવાળું માલૂમ પડશે.

ચામડાની મશકમાં હવા ભરી પાણી ઉપર તરીને સામે પાર જવાય છે. પરંતુ મશકમાં પાણી ભરવામાં આવે તો તે મશક પોતે તરતી નથી અને તેને પકડી તરનાર પણ પાર જઈ શકતો નથી. તેવી રીતે ચેતનને જાણકાર સંતનો સંગ કરે તો કોઈ ભક્ત ભવસાગર તરી શકે છે, પરંતુ જે સંતમાં પદાર્થ ભાવના ભરેલી હોય તે સંત પોતે તરે નહિ અને તેનો સંગ કરનાર પણ તરે નહિ.

સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહા કારણ અને ચારે દેહથી પરમ કારણ દેહ પર હોઈ આકાશ તત્ત્વનો છે. તેમાં નચિદ્ અંતઃકરણ, પરા વાણી સ્વરૂપ, અસ્મિ એટલે નિરંજન, અભિમાન તથા ઉન્મુનિ અવસ્થા અને સ્વરૂપાનંદ આ પ્રમાણે તત્ત્વો રહેલાં છે. આ પરમ કારણ દેહનું સ્થાન નિર્ગુણ નિરંજન બ્રહ્મ ભૂમિકામાં આવેલું હોઈ ઉત્પત્તિ અને ઘાટથી રહિત છે. આ પાંચે શરીરોનાં તત્ત્વોની ઝીણવટભરી ખોજ કરી યથા સમજનારને પરમ આનંદનું સુખ પ્રાપ્ત થાય છે.

જ્યાં પરમ ગુરુ કરુણાસાગર વાસ કરીને રહેલા છે, તે ઘરમાં આ પાંચે શરીરો પહોંચી શકતા નથી. જ્યાં ગમ પહોંચી શકતી નથી ત્યાં મનને હરણ કરે તેવા મોરારી રૂપ અંશનું સ્થાન હોય તે તખ્ત અંતરીક્ષમાં સર્વથી પર રહેલું છે. તે પદ અંશ સિવાયનું હોઈ, અંશનું નિજ સ્વરૂપ સૂર્યને લજ્જા પમાડે તેવું તેજસ્વી છે.

શુદ્ધ પ્રેમ સિવાયનો કોઈ પણ અટલ નેમિ ભક્તજન હોય છતાં તે છેવટ પદને સમજી શકતો નથી, માટે શુદ્ધ પ્રેમ જાગ્રત કરવો જોઈએ. એકલો પ્રેમ પૂર્ણ પદે પહોંચી શકતો નથી. પ્રેમ સ્વાભાવિક રીતે જ્યાં જ્યાં દૃષ્ટિ પડે ત્યાં આસક્તિ ઊભી કરશે, માટે સદ્‌ગુરુ પ્રત્યે શુદ્ધ પ્રેમ થાય ત્યારે જ પ્રેમની કિંમત કહી શકાય છે.

તે પરમ પતિની જાણના સુખની આરતવાળો અંશ જગતમાં સર્વને માટે મેરૂ સમાન છે. આ ગતિ પ્રાપ્ત થતાં સાધારણ મનુષ્ય હોવા છતાં તેનો યશ જગતમાં ઠેરે ઠેર ગવાય છે.

જે પરમ ગુરુનું સ્વરૂપ છે તેને અધિકારી હરિભક્ત જ જાણી શકે છે. પરમ મોક્ષની પ્રાપ્તિ પણ તેને જ થઈ શકે છે.

ભક્તિ મણિ રૂપ હોઈ ચૌટામાં મેદાન વચ્ચે પડેલી દેખાય છે પરંતુ તેને જોઈ જગતના જીવદશાવાળા અનેક જીવો પાછા હઠી ગયા. કોઈ કોઈ વિરલ પુરુષો જ ભક્તિ રૂપી મણિને ઉઠાવી શક્યા.

સદ્ગુરુના શબ્દોમાં જ સાર વસ્તુ સમાયેલી છે. બાકીના આખાય વિશ્વના શબ્દો આ તરફના હોય કે જેમાંથી સાર રૂપ મુદ્દો પ્રાપ્ત થઈ શકે નહિ.

ખુદ કર્તા પુરુષ કોઈ રીતે અપૂર્ણ કહી શકાય નહિ તેવો પૂર્ણાનંદ અખંડાનંદ સ્વરૂપ છે. જે જીવો અપૂર્ણ પદને પરમેશ્વર તરીકે માને છે તેઓ છેતરાઈને મનુષ્ય જન્મ નકામો ખોઈ નાખે છે.

શ્વાસ પર રહેલો પ્રણવ કલ્યાણકારી પરમાર્થ છે તે કોઈક અધિકારી ભગવતી જન પ્રાપ્ત કરી શકે છે. પરમ ગુરુ પાસે તન, મન, ધન સર્વ અર્પણ કરી શુદ્ધ મનથી આરતપૂર્વક જનારને જ અધિકારી ગણાય.

સાર શબ્દ, રહેત ઘર તથા નેહ અક્ષર ત્રણે સિદ્ધાંતના સર્વ સારને જાણનાર સાક્ષી અલગ છે. જે જનને મોક્ષ રૂપી મહદ્ પ્રાપ્ત થયું, તે જન કર્તાની સન્મુખ હર્ષના હિંડોળે ડોલતો મુક્ત દશાએ મોજ કરે છે અને પોતે પ્રગટ પ્રત્યક્ષ એવી કર્તાની મતિનો અનુભવ લે છે. પણ એ ક્રત કૃત્રિમ છે. પારસ ચિંતામણિ તેમાં નથી, તેથી તમારી અંશ વૃત્તિમાં દૈવત આવશે નહિ. માટે આ શરીરના આધાર પ્રાણ સ્વરૂપે અંશ છે તેનો અનુભવ કર. વિધ વિધ મતોની વાણીમાં અટકીશ નહિ.

ૐ શબ્દનો ઉચ્ચાર ઓમકાર, ઓહંગ એવા જુદા જુદા પ્રકારે થાય છે, છતાં ભાવ એક જ છે. તથાપિ ઓહંગ શબ્દ શબ્દાર્થ રૂપે નથી પણ ઘટ ઘટ પ્રત્યે રહેલો અંશોનો હંગ છે. હંગ એટલે અંશોની જે સજાણ જાણ વૃત્તિ. આ હંગથી પ્રાણ ચેતન થયેલો છે.

હવે નાથ શબ્દ. નાથ એટલે ધણી, શરીરને નાથનારો નાથ, કે જે નાથમાં શરીરનાં સઘળાં તત્ત્વો નથાયાં છે, તે નાથ સોહંગ નાથ છે.

વળી પ્રાણપતિ તે પણ શ્વાસનો પતિ કહેવાય એટલે કે શ્વાસ જેનાથી ચેતન થયો છે, તેનું નામ જ અંશ છે.

જગતભરમાં પરમપદની ઈચ્છાવાળા અંશ કોઈ એક જ નીકળી આવે

છે. તેવા અંશો ઘરે ઘરે ગામે ગામ મળશે નહિ. જો કોઈ અંશ વિશેષ જ્ઞાનથી જાગ્રત થાય તો અનેક જીવોને ખુદ જાગ્રત કરી શકે છે.

તે અલખ (જે લખી ન શકાય એવા) કર્તાને પામવાને જપ, તપ, ધ્યાન આદિ ઉપાસના કરે છે પણ જે અગમ અગોચર છે તેને નીરખ્યા વગર અને પારખ્યા સિવાય તે કેમ કરીને વંદન કરી શકાશે ? તેવી જ રીતે આપનપુ એટલે નિજ સ્વરૂપ અનિત્ય પદાર્થથી રહિત છે. આપના શરીરનો નિજ સાક્ષી નામ રૂપ ગુણથી રહિત છે. અંતઃકરણ, દશ ઈન્દ્રિયો અને તત્ત્વો વગેરેથી સદાના માટે અલગ છે.

જે હજરત હાલહજૂર આપોઆપ આ શરીરમાં રહેલો છે, તેની ગમગતિની જાણ નથી તથા અહંગ એટલે નિજ સ્વરૂપની પણ ખબર નથી તો કર્તાને કોણ જાણી શકે ? જે સૂઝથી આપનપુ સંબંધી તરીકેની ઓળખાણ થાય છે, તે સજાણ જાણની ન્યાયે કરીને કર્તાપદનું ઓળખાણ કરવાનું છે.

સદર શરીરમાં ઉત્પન્ન થયેલો આ જે પ્રણવ મુદ્ધા રૂપ વસ્તુતાયે કંઈ જ નથી પણ ઓહંગ સોહંગની ઘર્ષણની શક્તિને લીધે આ પ્રણવ રૂપ હવા ઉત્પન્ન થયેલી છે. એ કારણે સર્વ શરીરમાં રહેલો પ્રણવ જડ છે અને ઓહંગ સોહંગ બંને તેનાથી ન્યારા છે.

ઉપર જે હંસની તારવણી કરી બતાવી તે આપનપુ અંશનું હંગ છે. તે હંગે કરીને જગત જંજાળથી સાવધ રહેવું. જ્યાં સુધી અનુપ અંશ દ્વેષ રૂપે અલગ છે, ત્યાં સુધી કર્તા કૈવલના હંગની સાથે એકમેક રહી ભજન કરશે તો તે ભજન નિજ પરમ પતિ કૈવલ કર્તાને અંગીકાર થાય છે. તે સિવાયના પતિ નામે હજારો નામો ઉપજાવી કાઢી તેનો જાપ જપવામાં આવે તો ખુદ કર્તાને પહોંચી શકતા નથી.

જેવી રીતે નેત્રો વડે સૂર્ય જોઈ શકાય છે, અન્ય વિજાતિ ઈન્દ્રિયોથી નીરખી શકાય નહિ, તેવી રીતે જ અંશોની સજાણ જાણ રૂપ નેત્રો વડે નિજ પતિને નીરખી શકાય છે. તે સિવાયના લાખો અનુભવથી નિજ પતિના પદમાં

સંચરી શકાશે નહિ.

હે ભગવતી જનો ! તમોને નિજ આત્મ સ્વરૂપનું દર્શન થયું છે એમ માની લો તો પણ તે ઘર નિજ કર્તા સિવાયનું છે, કારણ કે આત્મ સ્વરૂપનું જીવન અંશથી આવે છે. તેથી જ આત્મ સ્વરૂપ સ્વતંત્ર નથી. એટલા જ માટે પતિદેવની ભાળ મેળવવા ઈચ્છા રાખનાર ભગવતી જને પરમ ગુરુના શરણમાં સ્નેહ ધરી નિજ લક્ષાર્થની પરમ શોધ કરવી જોઈએ. પોતે પોતાના સ્વરૂપને જાણવાની ગતિ આ શરીરથી ન્યારી રહેલી છે તે ફરીથી કહું છું.

જેમ નેત્રો વડે અરીસામાં જોવાથી મુખ નીરખી શકાય છે પણ જોનારો તેનાથી અલગ રહેલો છે, તેવી જ રીતે આ શરીરનાં તત્ત્વોના સમૂહથી બંધાયેલ પ્રણવ રૂપી દર્પણથી અંશ ન્યારો રહેલો છે. શરીરનાં તત્ત્વોના સમૂહથી અંશ અલગ છે. સુરત, નુરત, જ્ઞાન, ગમ, અભિમાન અને અહંકાર આ સર્વ શરીરનાં તત્ત્વોને વશ છે. તેથી સર્વ પોતપોતાના શરીર તત્ત્વની રચના પ્રમાણે વિલોકન કરીને જ પસારો કરી શકે છે.

આત્મા શરીરને ચેતન રાખે છે. સર્વ શરીરમાં એ આત્મા એક સરખો રહેલો છે. શરીર વખતોવખત પલટાય છે પણ આત્માનું વિત્ત પલટાયા સિવાય નખશિખ પર્યંત જેમનું તેમ જ રહે છે. નખશિખ પર્યંત જે આત્મા કહ્યો તે ચૈતન્ય ચિદ્ રૂપ સોહંગ જાણવો.

પરંતુ જે નિજ સ્વરૂપ ચૈતન્ય ઉત્પન્ન થયેલું છે તે સદ્‌ગુરુ અને સંત કોને કહેવાય ? જે અતિ જાગ્રત અને ક્રતથી તીત એટલે નામ રૂપ ગુણથી રહિત હોય, જેનો લક્ષ અકથ્ય એટલે કથી શકાય નહિ તેવા દેશના પુરુષને સંત અને સદ્‌ગુરુની ઉપમા ઘટી શકે છે. ઉપર મુજબ કહ્યું તે કર્તાના સંબંધવાળા સદ્‌ગુરુ છે, જેનો કર્તા સાથે સંબંધ છે. વળી જે અલગ છે તેને લખાવે તેવા જે હોય તેને સંત જાણવો. તેઓ આખરી સિદ્ધાંતના અદલ ઈન્સાફી મળે તો જ ભવ રૂપી ફંદ ફના કરી શકાય છે.

તે સિવાયના જગતભરના ગુરુઓ સંતજનો કર્મકાંડ, ગુણગાન વગેરે

કરાવે છે તેમ જ ગવડાવે છે. મોક્ષની બાબતમાં જે નામ કલ્પી કાઢ્યું ત્યાં વળગાડી દે છે. જગતમાં ગુરુ થવાની ઉમેદ રાખવાવાળા આપનપુ જાણતા નથી તેમ જ કર્તાની પરમ ગતિને પણ જાણતા નથી, તે કેવી રીતે પરમપદને પમાડી શકે ? કારણ કે તેમનો સિદ્ધાંત તો નામ છે. જે નામ જેના શિર ઉપર પાડ્યું છે તેના દેવાથી તે વસ્તુ દેખાતી નથી અને જો નામી દશ્યમાન થાય નહિ તો પછી નામ માત્રથી કશુંય દેખાય નહિ.

જગતમાં જાગેલો પુરુષ એ ગણાય કે જેની નિજ પતિ સાથે એકતા થઈ છે. એકતા થાય તો આપનપુ અને નિજ પતિ દર્શે એટલે જાણે.

પુરુષ અને પ્રકૃતિ તથા રજો, તમો અને સાત્ત્વિક દેવોની જે ઉપાસના જગતભર કરે છે, તે તમામ સેવા ઓરલી છે. કારણ કે અઢાર પુરાણ, છ શાસ્ત્ર, નવ વ્યાકરણ, પુરાણોના પક્ષકારો ઉધાર મોક્ષ લખાવી ગયા છે. ભૂત, ભવિષ્ય અને વર્તમાનની ગતિ જો કોઈ જાણતા હોય, અને અષ્ટ સિદ્ધિ નવ નિધિ જેને સ્વાધીન હોય તો પણ તેની સમજ ઓરલી છે. કારણ કે તેનાથી માત્ર જગતમાં પૂજાઈ શકાય છે, બીજું કંઈ બનતું નથી. છ દર્શન, ચાર સંપ્રદાય અને અષ્ટાંગયોગ તે નિજ લક્ષ સિવાયના ઓરલા શણગાર છે.

ખેચરી, ચાચરી, ભૂચરી, અગોચરી અને ઉન્મુનિ એ મુદ્રાઓ મહત્તા મેળવવા પૂરતી જ ઉપરની સિદ્ધિઓ વડે સઘળી ક્રિયાઓ સાંધે ત્યાં સુધી સ્વાધીન છે. તેમને નિજ બળ જેવું નથી.

ધર્મ, અર્થ, કામ અને મોક્ષ એ સંપત્તિનું સુખ આ બાજુનું છે. તે જીવ ગતિના મનુષ્યને શાંત થવાની જગ્યા છે.

સોળ કલા સંપૂર્ણ કૃષ્ણનો અવતાર હતો પણ અર્જુનને ઉપદેશ આપતી વખતે સોળ કલાની પારનો લક્ષ દર્શાવ્યો. તેવી રીતે બ્રહ્મ અખિલ પદ છે અને સર્વ જ્ઞાનીઓની પ્રથમથી અગમ ઉપાસના છે. આદિ અનાદિનું બ્રહ્મ તે નિજ પતિ કૈવલ કર્તાનો પ્રકાશ છે. એ રીતે પરમ પ્રકાશમાં જ્ઞાની

તથા અનુભવીઓ વિરામ પામ્યા જેથી પ્રકાશના પ્રકાશક પુરુષની ગતિને કોઈએ કરી નથી.

ઈન્દ્રિયોની ચાસમી મન લે છે. મનની ચાસમી ગુણ લે છે. ગુણની ચાસમી અવ્યાક્રત લે છે. તે ચાસમી નિજ મળ વગરનું સત્ત્વ રૂપ છે. અવ્યાક્રતના હેત રૂપ ચાસમી જ્યોતિ રૂપ નિરંજન લે છે. તે નિરંજનને કાળકર્મ લાગતા નથી. નિરંજન દ્વારા નિર્લેપ થયેલી ચકિત કરે તેવી ચાસમી ઉપમા ન આપી શકાય તેવી છે. તે વિત્ત તેમાંથી જે ચિત્ત છે તે આત્મ તત્ત્વ સ્વરૂપ રહે છે. તે આત્મ ગમની ચાસમી પરમાત્મા લે છે. રોમેરોમ રગેરગ તેનાથી સચેતન થયેલા છે.

જ્યાં સુધી ચાસમીઓ પહોંચે છે, ત્યાં સુધી અંશની દૃષ્ટિ શરીર ઉપર રહે છે. ત્યાં સુધી આ સઘળા શરીરનો ઠાઠ હલનચલન ગતિવાળો રહે છે. જ્યાં અંશનું વિલોકન છે ત્યાં સુધી શ્વાસ ચાલે છે. વળી અંશની દૃષ્ટિ ઊલટી થાય તો તરત જ તત્ત્વોનો સ્તોત્ર વિખૂટો પડી જાય છે. જ્યારે અંશની દૃષ્ટિ ઊલટ થઈ ત્યારે વિપુ રૂપ દેહનાં તત્ત્વો વિખૂટાં પડી જે તત્ત્વ જેનામાં હતું તેમાં મળી ગયું. અંશની વૃત્તિ ઊલટ થતાં ક્યાં વિશ્રામ લીધો તેની ગતિને કોઈ જાણતું નથી. એ જ કારણે સર્વ લોક હેરાન થાય છે. જ્યારે પ્રત્યક્ષ દેહ છે છતાં જાણી ન શકે, તો દેહથી છૂટો થયા પછી ઉપમા ન આપી શકાય તેવો તે અંશ તેને કેમ કરીને જાણી શકશો ? મતલબ કે મનુષ્ય શરીરની શુદ્ધિ જાગ્રત અવસ્થા સિવાય બીજી કોઈ અવસ્થાથી દેહમાં જણાય તેમ નથી.

જ્યારે ચેતન અંશ શરીર છોડીને જાય છે ત્યારે ગતિ અદૃ બદૃ રહી જાય છે. અને તેવી જ રીતે સર્વ લોકને અંત વખતે જવાનો માર્ગ બહુ જ ગહન છે. અંશ ક્યાંથી આવ્યો અને તેનો અંત પણ ક્યાં છે અને છેવટે તેનું શું છે એ ગમને જણાવવા કોણ સમર્થ છે ? અંશની આદ્ય અને અંત કહે તે સદ્ગુરુ કહેવાય છે.

એક પરોક્ષ ગુરુ પરોક્ષ વાતો કરે છે, બીજા ગુરુ શરીરમાં રહેલા

દેવતાના અંશની જાણ કરાવે છે, ત્રીજા સદ્‌ગુરુ શરીરમાં કર્તાના અંશનો નિર્ણય કરાવે અને ચોથા પરમ ગુરુ અંશ અંશીનું મિલન કરાવે. ઉપર પ્રમાણે ચાર ગુરુઓ કહ્યા. તેમને આ પૃથ્વી પર પતિદેવના પ્રગટ અવતાર રૂપ ગુરુ જાણવા. ઉપર પ્રમાણે ગુરુમાં અંશ અને અંશીપદ બતાવે માટે સદ્‌ગુરુ અને પરમ ગુરુ બંને શ્રેષ્ઠ છે. ભવને તારવા બંનેએ મનુષ્ય દેહ લીધો છે. તે સિવાયના પૃથ્વી ઉપરના બીજા ધર્મગુરુઓ કર્મનો ઉપદેશ કરે છે. કર્મ માર્ગથી જગતનું અજ્ઞાન જાય નહિ.

ભવેલાને જે કોઈ કહે ભગવંત,
એવા ગુરુ બાદલ સંત અનંત.

મહા શૂન્ય તથા ચૈતન્ય બ્રહ્મ તન રૂપ નિજ કૈવલ કર્તાને સ્પર્શીને રહેલા છે. તે કોઈ કાળે નાશ પામતા નથી. અંશ સ્વરૂપના નિજ ગમમાં દિવ્ય ચક્ષુ વિના ભવના જીવો આદિથી એટલે કે પરંપરાથી ભટક્યા કરે છે અને જેથી જેને જેવા ગુરુ મળે તે તેની પૂંઠે ચાલે છે. તે અંકુરથી ચેતન અંશ સ્વ સ્વરૂપે થઈને નિજ પતિપદ રૂપ કૈવલ કર્તાને મળે નહિ ત્યાં સુધી યોગ, યજ્ઞ, જપની આધ લઈને જે સાધનો છે તે બાલકના ખેલ જેવા છે. જે નિજ કર્તાપદ કાયમ છે તે અને તેના અંશ અને અંકુર રૂપ છે તે, સિવાયના બીજા પદાર્થો અવધિ કાળે આકડાનાં ફૂલની માફક નાશ પામે છે.

અજપા જાપ સાધનવાળો યોગી ઘણો કાળ જીવી શકે છે. તે કાળને જગતના જીવો દેવ તરીકે માને છે અને લોકો પાસે તેની પ્રસંશા કરાવે છે એટલો જ હેતુ છે. અજપા જાપથી વચનસિદ્ધિ થાય છે તેથી તે યોગીને ઈશ્વર જેવો માને છે. પણ તેને અભિમાન થાય છે અને તે ભવસાગરમાં ડૂબી મરે છે. સમાધિ વડે નિર્મળ જ્યોતિને જુએ છે તથા અનહદ નાદ ધૂની સાંભળે છે તો પણ પોતાના સ્વરૂપનો ઉદય નથી, કારણ કે સાંભળનાર અને જોનાર જુદો છે. કાચના મંથનથી અગ્નિ ઉત્પન્ન થાય પણ સૂર્ય ઉદય થતો નથી.

હે ભાઈ ! આત્મ તત્ત્વનો અનુભવ કરીને પછી સાહેબ કે સાઈને

ભજો. આત્મ અનુભવ કર્યા પછી અને અંશ સ્વરૂપે થયા પછી પાંચ તત્ત્વને વંદતો નથી તેમ જ નિંદતો પણ નથી. તે માટે મારા અંતરના ભાવ ભરી વાણીથી સત્ય બોલ આપું છું કે હે ભાઈ ! તમો વાણીથી પર, પ્રણવથી પર ચેતન અંશ સ્વરૂપી સાચા સત્ય સ્વરૂપની પરખ કરો અને સ્વરૂપે થાવ.

હે ભાઈ ! આંખનો ગુણ જોવાનો તે રૂપ બહારથી આવે છે. કાનનો ગુણ સાંભળવાનો તે પણ બહારથી આવે છે. નાકનો ગુણ સુગંધ લેવાનો, જીભનો ગુણ રસ લેવાનો, મુખનો ગુણ ખોરાક લેવાનો તે બધા જ બહારથી આવે છે. આ પ્રમાણે પ્રણવ પણ બહારથી લેવાય છે. માટે તે સર્વની પરખ કરીને વિચારપૂર્વક ઉપયોગ કરવાથી સુખ ઊપજે.

અંતસ્થ એટલે ગુપ્ત સમજથી અંશ અલગ રહે છે. તો તું તે ભય વગરનો હળવો થવાથી શુદ્ધ સ્વરૂપે કર્તાનો અંશ થઈશ.

હે અંશ ! તું પોતે સર્વ અંશોને પાવન કરવાવાળો, લખવામાં ન આવે એવા અલેખ પુરુષનો અનુભવી સાક્ષાત્કાર થયો. બાકીના અંશો ગુણ અને નિર્ગુણના ઉપાસક હોવાથી સલેખની ગણતરીમાં ગણાયા, જે ઉપાસના સમાધિથી પર છે. જેથી મુદ્દાઓ સાધ્ય થવાથી કે સમાધિત થવાથી નિજનો અનુભવ થશે નહિ.

અંતઃકરણથી પર જે જ્ઞાન સ્વ સ્વરૂપને તારા પ્રકાશથી પર છે. આ વચનો ક્યાં ઊપજે છે ? કોણ ઉપજાવે છે ? તેવી કળાને જાણે તે શબ્દની આદ્ય શબ્દ કાઢનાર કોણ છે તે વિચારીને જો. તે જ તારું સ્વરૂપ છે. આવી ઉત્તમ ગમનો સાક્ષાત્કાર થયો. સાચી સમજ આવી કે જગતમાંની તમામ ઉપાસનાઓ ચિદ્ અંતઃકરણની ઉપજાવેલી છે.

અજ, વૈકુંઠ, કૈલાસ અને ગૌલોક સુધી સઘળા દાસો જ છે. તેમનો પણ નાશ જ છે. તમો તે પદની ઉપાસના કરી નિજ પતિને કેમ કરી પ્રાપ્ત કરશો ? તેવી જ રીતે અનંત વ્યાપક બ્રહ્મમાંથી, માપક મુદ્દો લઈને, અણુ માત્ર ઓજસ ઉપજાવી તેના સામર્થ્ય વડે સિદ્ધ પુરુષો ઈશ્વરતાનો બોજો માથે

લઈ ડોલતા ફરે છે. પણ વ્યાપક બ્રહ્મ ક્યાંથી અને કેવી રીતે થયું, તે જાણ્યું નહિ અને દેવોના રહ્યા.

જેમ મણિનો પહાડ હોય અને તેની ઉપરના કાંગરા તે પણ મણિના જ હોય છે. પહાડ અને કાંગરામાં તફાવત, અધિકતા અને ન્યૂનતા છે, તેમ કૈવલ અને અવતારો જે દેવો છે અને સંત પુરુષો, મહાપુરુષો થયા તે કૈવલની એકતાવાળા છે. તેમનામાં, દેવોમાં અને અવતારી પુરુષોમાં અપરંપાર ફેરફાર છે તે વિચાર કરી જોવું કે ચોવીસ અવતાર ગુણોના જ થયેલા છે. તે ખરા કર્તાને ઓળખતા નથી.

જેમ સાચી ગમ સમજાવી તેનો વિચાર કરી અનુભવ કર. એ ગમમાં ગમ રૂપથી રહેલો પ્રકાશ તારામાં પ્રતિબિંબ રૂપે આવશે. આવું જે નિજાનંદ સ્વરૂપ તેમાંથી આનંદ ઉભરાશે, આનંદની છોળો ઊઠશે. કુવેર સ્વામી કહે છે કે આવા પુરુષને સાઈ સ્વરૂપ કહેવાય.

શૂન્યમાં ઘણો દૂર ચંદ્રમા હોવા છતાં અહીં પૃથ્વી પર પાણીમાં સ્થિર ચંદ્રમા પ્રતિબિંબ રૂપે ભાસે છે પરંતુ પાણીનો નાશ થતાં ચંદ્રનો નાશ થતો નથી; કારણ કે પ્રતિબિંબનો સંબંધ પાણી સાથે નહિ પણ મૂળ ચંદ્રની સુરતા સાથે હોવાથી પાણીનો નાશ થતાં તે પ્રતિબિંબ ચંદ્રમાં સમાઇ એક રૂપે રહે છે.

વાસ્તવમાં ચંદ્ર આવતો નથી અને જતો પણ નથી, પરંતુ કારણ રૂપ પાણીને બીજું રૂપ પ્રતિબિંબ ભાસે છે. તેવી જ રીતે ઉપર જણાવેલા મહાપુરુષો અલગ રહેવા છતાં પાત્ર રૂપ દેહમાં જળ રૂપ પ્રણવથી ભાસે છે એમ સમજવું. જેમ જાણ સ્વરૂપમાં જે ગમ રહેલી છે તે આવતી જતી નથી અને તારા વડે જ બે રૂપે ભાસે આ પ્રમાણે સિદ્ધાંત સમજી લે.

હે ભાઈ ! તારા હૃદયમાં જે અંધકાર ભરેલો છે તેથી તું નિજ જાણ વિનાનો રહીશ. પણ ઉપર મુજબના ધ્યેય લક્ષ વડે તું અનુભવ અને વિચાર કરીને જો. તે તારા હૃદય ભૂમિમાં ભાસશે તો જ્ઞાન પ્રાપ્ત થશે. અજ્ઞાનનો

નાશ થતાં સુરતા શુદ્ધ અંતઃકરણમાં આનંદનો અનુભવ કરશે.

ઓહંગ અને સોહંગ બંને જડ શક્તિ છે. પ્રણવ હંગ સ્વરૂપ જાણ. અંદર ૐ પર નિજ સ્વરૂપ રહેલું છે અને બહારના બાર આંગળ પ્રણવ ઉપર કર્તાપદ સર્વજ્ઞ હંગ રહેલું છે. શ્વાસની ક્રિયા બંધ થાય તો ઓહંગ સોહંગ બ્રહ્મમાં સમાતા જગત મિથ્યા અને કર્તા પોતાના પ્રકાશ બ્રહ્મમાં એકલમય રહે છે. એટલે પ્રણવ કુંભક થતાં જાગ્રત ભાવ રહેતો નથી. નિજ બ્રહ્મમાંથી આત્મા પરમાત્મા ક્રિયાવત્ બહાર આવવાથી બ્રહ્મમાં ઘટાડો થતો નથી. જેમ છે તેમ જ રહેલું છે.

શરીરની છાયા શરીર સાથે રહી, તે શરીરનું અવલોકન કરતી દેખાય છે, છતાં શરીરની ગમગતિને જાણતી નથી. છાયા જડ છે.

સંત જ્ઞાની પોતે ભૌતિક શરીરથી ભાગત્યાગ લક્ષણાઓ સમજી તેના સાક્ષી નિજ સ્વરૂપ હંગ જાણ સ્વરૂપે રહે છે, તે જ સાચા સંત છે. તે વય અવયવો રહિત હરિના અવતાર ગણાય છે. આ પ્રમાણે ઊગરતી વસ્તુ બ્રહ્મથી પર સાક્ષી સ્વરૂપે થવાથી મનુષ્ય શરીરે દેખાય તો પણ તે હરિ રૂપ સામર્થ્યવાળા હોય છે. તે સઘળી અંતર્વૃત્તિ નિજ પદમાં જ રહે છે.

જપ, તપ, અડસઠ તીર્થો, ચારે ધામ વગેરે કરોડો સુખ સાધનો કરવા છતાં જીવની પામરતા, દેહાભ્યાસ, ગર્વ, માન, બડાઈ, કામ, મોહ, ક્રોધ, ક્લેશ, લોભ, લાલચ, ધન, કપટ, ક્રૂરતા, ઈર્ષા, નીચઊંચપણું વગેરે જતું નથી.

અલેખ ગતિના સંતને શરણે જાય અને વૈરાગ્ય ધારણ કરે, આરતભેર સંતની સમસ્યા સમજી વિચારી અનુભવ સિદ્ધ કરે, તો આવનજાવનના ફેરા રહેતા નથી. માટે હે બંધુઓ ! તમારા તનમાં જે મન ને સુરતા પ્રકૃતિ તત્ત્વોના અનંત ઘાટો ધારણ કર્યા છે, તે ઉપર અભાવ કરો અને જીવન યથાર્થ કરો.

આ મનુષ્ય શરીર વારંવાર મળવું મુશ્કેલ છે માટે વિચાર કરો. સંતસહ વિચારપૂર્વક જો. તમામ નાશવંત વસ્તુનો અંત આવે છે તેવું સમજનાર પોતે તું ચેતન અંશ જ છું. વિચાર કર. અંતમાં તું જ બચ્યો. ઊગરતી વસ્તુ તે તું મારામાં અને તારામાં તું તે પોતે ઊગરતા છીએ. પોતે પોતાની સુરતા વડે સેવા કર. ઊગરતા નિજ અંશને તારી સુરતા વડે સેવ એટલે એકતા કર, નિહાળી રહેવું તે. વચમાં વિરામ લઈશ નહિ, તા ભેર સુરતા જોડી રાખ.

તારું સ્વરૂપ છે તે સજાતિ ગુરુનું સ્વરૂપ છે, વિજાતિ નથી. માત્ર સમજફેર છે. માટે બંદગી ત્યાં ભર. ઓહંગને ભૃકુટિમાં સ્થિર કર. એ બંદગી ભરી ગણાય. એવી બંદગી ભાવપ્રેમપૂર્વક પળ પળ વારંવાર ગુરુની સન્મુખ ભરાય. બહારના ઘાટોમાં ભૌતિક ઉપર સુરતા લાગવાથી ગુરુને બંદગી પહોંચતી નથી. શ્વાસે શ્વાસે બંદગી ભરાય છે. જો વિચાર કરવાથી સમજણ પડશે. વિચાર કર્યા સિવાય વસ્તુ વળવાથી છેવટે સુખ આવતું નથી. આ પ્રમાણે અહર્નિશ એટલે આઠે પહોર અભ્યાસ કર, જેથી સર્વ દેવો તને સાનુકૂળ થશે. તે તું પ્રત્યક્ષ કર, લક્ષ છોડીશ નહિ. તો સર્વ દેવો તારી સેવા પૂજામાં સ્નેહપૂર્વક રહેશે. સામર્થ્ય આવવાથી આ પ્રમાણે થાય છે.

પહેલાં આદર કર, તાલાવેલી લાવ, મનને મુદિત કર અને એકાગ્રતા કર. ત્યાર પછી આનંદ થાય અને પરમાનંદ મળે. બધા દેવો તારા દાસ થશે. તેમના મન અને તન તારામાં આતુર રહેશે. તે તારું ધન છે, કારણ કે તે તારા માટે તન મનથી આરત ભરી શરણે આવેલા છે. આ પ્રમાણે ત્યારે જ થાય છે, જ્યારે સઘળા પર પ્રભાવિક અંશ સમર્થ થાય. જેના અંતરમાં અતિ વારપાર વિનાનો અનુરાગ પ્રીતિ ઊપજે ત્યારે જ સર્વ આરતવાળા શરીર ઉપર પ્રભાવ પડે અને ત્યારે નિજ સ્વરૂપ હંસનું આ શરીર અને સુરતા વડે એકમેક થવાથી સામર્થ્ય થઈ કર્તા સાથે એકમેક થાય છે. તેવા હંસો મહાન ભાગ્યશાળી થવાથી તેને સઘળા જનો પુણ્યશાળી માને છે, તેનું આખાય વિશ્વ કરતાં મોટું ભાગ્ય કહેવાય.

જગતના જીવો કહે છે કે મહા ભાગ્યશાળી હોય તેને પ્રભુ મળે છે. તે લાખો અને કરોડોમાં જવલ્લે જ આ લક્ષણા મેળવે છે.

પુત્રવાળો, અપુત્રવાળો, પવિત્ર સ્ત્રીવાળો, શરીરે નિરોગી, મોટાં જૂથોવાળો, મોટી મહેલાતોવાળો, ભક્તિ કરે તે, ભેખ લે તે, ધર્મસ્થાનનો વહીવટ કરે તે, સત્તા મેળવે તે, રાજ કરે તે, દેવોને ભજે તે અને વિદ્યા ભણે તે દરેક ભાગ્યશાળી છે. પણ જે નવ પ્રકારે અને દસમી પ્રેમલક્ષણા ભક્તિ કરે તે, મન, ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવી ગુરુ લક્ષ વડે નિજ સ્વરૂપમાં નિજ સુરતા નુરતા જોડતાં આવડે તે અને આ લક્ષે સમર્થ સાહેબ કૈવલ કર્તા સાથે નિજ અનુભવે એકતા કરે તે મહાન સર્વશ્રેષ્ઠ ભાગ્યશાળી ગણાય છે.

હે ભાઈ ! તું આદર કર. નિજ પ્રણવ સાથે નિજ ગમે સુરતા શૂન્ય શિખર પર ચડાવી નિજ પતિ સાથે હંગમાં મળી જા. તારામાંથી જે કલ્પનાઓ ઊઠે છે એ સ્થળે તું જ છે. જો તારા નિજ સ્વરૂપની વૃત્તિથી પ્રાણ, શ્વાસ, અંતઃકરણ દ્વારા ઊઠે છે તેમાં ઊંડો ઊતર. સુરતા પાછી વાળી, આત્મા સાથે જોડવાથી, એકતાપણે થવાથી તારા સ્વરૂપનો સાક્ષાત્કાર થશે. આખરે પૂર્ણ પદે વિશ્વાસે વસવાટ કરી કાયમ પુરુષ, કાયમ સુખ સ્વરૂપે રહેવા જેવું છે, તે જ કૈવલ પદ છે.

# ભાગ - ૨

હે ભાઈ ! તું સાવધ થા, તું વિચાર કર કે તારું મન શેનું બન્યું છે, શામાંથી ઉપજ્યું છે ? તેમાં અતિ મલીન વાસનાઓનો ભંડાર ભરેલો છે, તે વિચારી જો. ગુણોમાંથી ઊપજેલું ગુણનું કાર્ય છે, જેથી ગુણોની ઉપર જવા શક્તિશાળી નથી, માટે મલીન વાસનાઓનો ભંડાર છે.

અનંત તીર્થો કરે, નવ સો નવાણું નદીઓમાં સ્નાન કરે તો પણ તારું મન મેલ રહિત થશે નહિ. તું એવા મનનો શાસનકર્તા થા.

પોતે અંતઃકરણ ઈન્દ્રિયોથી પર છે. પર થા. તું અવિગતની આરતવત અને નિજ અવિગતનો અનુભવી થા. તેમાં તું લવલીન રહે એ જ તારું નિજ સ્વરૂપ છે. આવો થવાથી ગુરુ સન્મુખ છે એ તને સાક્ષાત્કાર થશે, એ જ ગુરુકૃપા. જેથી તેને તારું સ્વરૂપ અનુભવી ગુરુ મહેર મેળવીને, કૈવલ સન્મુખ થઈ રહે એ જ જીવનમુક્ત દશા છે. દેહ છતાં વિદેહી.

મારા તારાનો ભેદભાવ નિજ સ્વરૂપે રહેવાથી ટળી જશે. વારપાર નહિ એવું જ્ઞાન પ્રાપ્ત થશે, જેમાં અષ્ટ સિદ્ધિઓ અને નવ નિધિઓ, ચૌદ વિદ્યા ને ચોસઠ કલા, નવ વ્યાકરણ, ષટ્શાસ્ત્ર, અઢાર પુરાણો અને સર્વે પ્રકારની જાણ એવા અનુભવ જ્ઞાનનો તું અધિપતિ થશે.

નાસિકાના અગ્ર ભાગથી બાર આંગળના વિસ્તારવાળો જે માર્ગ છે તેમાં શ્વાસ વહન કરી રહ્યો છે તે જ માર્ગ પર નિરંતર ગવન કરવું, એ જ મારો રાહ, એ જ મારો પંથ. જે હરિભક્તો આ માર્ગ પર ચાલશે અને એ જ લક્ષમાં લેશે તો જરૂરથી વિદેહ દશા પ્રાપ્ત કરી શકશે.

ગુરુનું સ્વરૂપ ઉપર પ્રમાણે વર્ણન કર્યું, પણ ગુરુ ભૌતિક ઘાટવાળા

નથી. જેને જ્ઞાન સ્વરૂપનો અનુભવ કર્યો, તે હું ગુરુથી જુદો નથી, પણ ભૌતિક ઘાટનો સાક્ષી છું. જેથી ગુરુનું અને મારું અંશ સ્વરૂપ એકમેક છે. ગુરુ ચેતનપદ છે અને હું અંકુર રૂપ પણ ચેતન હોઈ એકમેક છું અને અમે બંને અઘાટ છીએ, ઘાટ રહિત છીએ.

હે અંશ ! હું કર્તાનો છું, જ્ઞાન સ્વરૂપ છું જેથી ઉપાસના નિજ પ્રતિબિંબની કરું છું. તે સિવાયના પ્રકૃતિ તત્ત્વોના ઘાટો બાદ કરું છું. વસ્તુ વિચારતાં હું કૈવલથી વિજાતિ નથી. સાક્ષી કૈવલ સ્વરૂપ જ છું. હું દિન પ્રતિદિન એક જ છું, માટે ભાસ આભાસમાં ભૂલશો નહિ.

હું એક અદ્વૈત છું, એવું કહે છે ત્યાં સુધી દ્વૈત છે. હું તું રહ્યું છે, તેથી દ્વૈત છે. જ્યાં સુધી શિષ્ય સ્વરૂપ શાખા છે ત્યાં સુધી દ્વૈત જ છે. હવે જ્યારે શિષ્ય સ્વરૂપ શાખા પ્રતિબિંબ મૂળ બિંબમાં સમાય તો શિષ્ય રૂપી શાખા રહેતી નથી. તું એક અદ્વૈત જ છું એવું કહેનાર કોણ ? શાખા જ નથી. તેનું નામ જ સ્થિર પદ. સ્થિર થવું તેનું નામ જ કૈવલ મુક્તિ. આ સમજે, નિજ લક્ષે થાય, તો મુક્ત જ છે. સ્થિર પદ, કૈવલ મુક્તિ.

જ્યારે અંકુર વત્ પોતે સ્વ સ્વરૂપે વૃત્તિઓથી પર સ્થિર થાય ત્યારે વૃત્તિઓથી ઊપજેલું નિજ સુરતામાં પરોવાયેલું જે જગત તે નષ્ટ થાય છે. તેથી શરીરની અસ્મિ નષ્ટ થાય છે, જેથી હા કે ના કહેવાપણું છે જ નહિ છતાં પોતે જાણ સ્વરૂપે છે જ. જડ દશ્યમાંથી દષ્ટિ સમેટી જેથી જડતા ગઈ. જેમ તુરિયા અવસ્થાના પેટે જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા નષ્ટ થાય છે, તેમાં વૃત્તિ લય થતાં પોતે એકલ જ રહે છે. તુરિયા દુસરા નહિ એ ન્યાયે તું જ રહે છે. માટે નિજ લક્ષના અનુભવે સ્થિર થઈને રહેવું એ અતિ ઉત્તમ શ્રેષ્ઠ અને શ્રેયકર છે.

નિજ લક્ષે સાક્ષાત્કાર કરશો તો સારનો સાર શું તે સમજમાં આવશે. તત્ત્વનું સત્ય તે શું છે તે સમજમાં આવશે. તે નિજ પદ અનુભવે કૈવલ પદ અનુભવાશે. સન્મુખ સીડી સોહંગ તાર સ્વરૂપે સીડીએ ચડી જાવ તો આપ

અને આપના બાપની એકતા થશે. જેથી અદ્‌ભુત કૈવલ પદ પ્રાપ્ત થશે.

હે ભાઈ ! કૈવલ પ્રાપ્ત કરવાનું કારણ તું હોય તો તા(એકતા) કર, એવો તારો મત હોય તો આ ગતિ સમજમાં આવે. તારા દેશને પ્રાપ્ત કરવાનો માર્ગ ક્યો, એ જીવ ગતિનાને કેમ કરીને ઓળખાય ? માટે તા કર્યા સિવાય તારું સ્વરૂપ અનુભવાશે નહિ, અને તને સત્ય દેશ જવાનો માર્ગ જડે નહિ, તો બીજાને શું માર્ગ આપીશ ? માટે જો તું લક્ષે કરીને સાક્ષાત્કાર કરીશ તો જ બીજાને માર્ગદર્શન કરાવીશ.

આ મત અરૂઢ હોઈ ન ડગે તેવો છે. વાણીથી કથી શકાય નહિ તેવો, વસ્તુ સ્વ અનુભવે સમજાય તેવો, આ માર્ગ અગમ્ય છે. જેથી કોઈ જઈ શકતા નથી. પગે ચાલ્યા વિના કામ બનશે. ત્યાં કાયમ છે. સ્થળફેર થતા નથી. ધામ એક છે. તે કોઈ પણ તત્ત્વના આધાર સિવાયનો અધ્ધર દેશ છે.

ગુરુગમ ગતિનો અનુભવ કરાવે તેવા ગુરુ પ્રાપ્ત થાય અને શિષ્ય પરિપક્વ પૂર્ણ વૈરાગ્યવાન હોય તેવા આરતવાન અંશોનું કામ થાય છે. તેવા જ અંશો ટકી શકે છે.

તદ્ધા ત્રિવેણી ઓહંગં ને સોહંગ તા પર રહેલું હંગ અને સૌથી પર રહેલું સર્વ કૈવલ હંગ છે. ઓહંગ શ્વાસ અને સોહંગ શ્વાસની સંધિમાં જાણ રહી છે, જે અંકુર નામ ઓળખાતું, જગજાહેર છે. આ ત્રિવેણી સંગમ બંને પ્રણવની સંધિમાં અંકુર તેને તું લહે. તે મોટો લાટ સાહેબ છે. તેનો પ્રકાશ તે જ્યોતિ સ્વરૂપ છે. જો એ ભાલતિલક ભાલુડીના ફળ જેવું છે અને નિજ ભાલતિલક સ્વરૂપે હોવાથી પર રહેલો મુકાતો પ્રણવ સોહંગ નામક તે તરફ જો. તે પ્રણવથી પર એકતાવાળો સત્ કૈવલ સન્મુખ દેદાર છે. આવો મારો સ્વ અનુભવે સદા સાક્ષાત્કાર કરું છું. હું જે રાહ સમજું છું કે સમજાવું છું તે હાલ હયાતી પદનું ભજન પૂજા સેવા થઈ ગયેલાનું નહિ, જે વિચારવાથી તને સમજાશે.

વિષ્ણુના અંગભૂત શરીરને સંબોધીને સર્વ કોઈએ ચાર પ્રકારની

મુક્તિનું વર્ણન કર્યું છે, પરંતુ મેં જે મુક્ત દ્વાર કહ્યું તે દ્વારે મુક્ત થઈ ચેતન સર્જનહારને મળી શકાશે. હે સંત હરિભક્તો ! આ ચારે મુક્તિના દાતા અને કર્તા ચૈતન્ય જ છે અને ચૈતન્યને ઓળખનારું દ્વાર એ જ મારું મુક્ત દ્વાર છે. નાસિકાના અગ્ર ભાગથી બાર આંગળના વિસ્તારવાળો જે માર્ગ છે તેમાં શ્વાસ વહન કરી રહ્યો છે તે માર્ગમાં નિરંતર ગવન કરવું એ જ મારો પંથ છે.

આપનું નિજ ધામ કૈવલ ધામ હોઈ તે બ્રહ્મક્ષેત્ર છે. પિંડ અને બ્રહ્માંડની યાદે ચૌદ લોક, સાત દ્વીપ, નવ ખંડ તથા જુદા જુદા અનેક ખંડ અહીં મહીં મંડળ ઇંડમાં રચ્યા છે. તે સર્વની ઉત્પત્તિ બ્રહ્મક્ષેત્રમાંથી જ હોઈ નિવાસસ્થાન પણ તેમાં છે. સ્થાવર જંગમ સમસ્ત વિકારવાળું વિશ્વ બ્રહ્મમાંથી પ્રકાશ પામ્યું છે તથા ત્રણ ગુણ, શક્તિ, જ્યોતિનારાયણ આ સર્વ પણ બ્રહ્મમાંથી પ્રકાશિત થયા છે.

જેને વૈરાગ્ય ધારણ કર્યો હોય તેવા પુરુષો જગજાહેર પ્રકાશમાં આવે છે. સહેજાસહેજે શૂન્યમાં પ્રણવ તરફ ભાવ રાખવો. સુરતાને પ્રણવ સાથે જોડવાનો મહાવરો રાખવો, જેથી સંત કૃપા થાય અને લક્ષ કરવાની ગમગતિ યાને તે ગુરુગમનો પ્રતાપ કહેવાય.

કામ, ક્રોધ, મોહ, અહંકાર, હરખ, શોક, અભિમાન વગેરે વિકારોને ત્યજી રાતદિવસ સ્થિરતાપૂર્વક લક્ષમાં રહેનાર જ મારો હરિભક્ત છે.

જપ, તપ, તીર્થ, સંયમ, વ્રત, દાન તથા દેવોની સેવા વગેરે સર્વ ફળ આપવાવાળા છે. આ ઉપરાંત બીજી ઘણી ઉપાસનાઓ જગતમાં છે, પરંતુ એ સર્વ વડે કૈવલ પતિની ગતિ યા કૈવલ પદ પ્રાપ્ત થઈ શકતું નથી, પણ પદાર્થ વિભૂતિનું સુખ મળે. બધાં કર્મ ઉપાસના અહીં પૃથ્વી પર જ ભોગવવાના છે.

સદ્દગુરુ ચરણની ચાહના, ગાવત નહિ ગુણ જ્ઞાન,<br>
મંદ મતિ માયા મહિ, પામી રહ્યા ઘન ધામ.

સદ્ગુરુની શોધ કરી નથી અને અનુભવી પુરુષોને સેવ્યા નથી, જેથી સત્ય સ્વરૂપનું વર્ણન ન કરતાં ગુણોનું જ વર્ણન કરતા રહ્યા. અનુભવી ગુરુના અભાવે વિશાળ બુદ્ધિ ના થઈ અને દાન, ચામ, ધન અને ધાનમાં વળગી રહ્યા છે.

સોહંગ શ્વાસા શ્વસમહિ, પ્રણવ પ્રાકૃત જે,
અખિલ લોક અંતર જપે, વેદ પંચમો તેહ.

અખિલ બ્રહ્માંડના ભૌતિક પંચ તત્ત્વોના ઘાટ માત્રના અંતરપટમાં સોહંગ રહેલો છે. આ સોહંગ શ્વાસ રૂપ જે પ્રણવ તેનું જ નામ સૂક્ષ્મ વેદ છે. આ પ્રણવમાં સંપૂર્ણ વિભૂતિઓ રહેલી છે. પણ જેણે કોઈ સમર્થ સત્ગુરુની કૃપાથી ઊર્ધ્વ ગતિ થાય તે પારખી શકશે.

તે તારે તન પરોવિયા, લોક ચતુર દશ પંડ,
સ્થાવર જંગમ જળ થલ, અણુ આદ્યે બ્રહ્માંડ.

શુદ્ધ સોહંગ તાર વડે નવ ખંડ, સપ્ત દ્વીપ, સ્થાવર, જંગમ આદિ ચૌદ લોકના સઘળા ઘાટો અણુથી તે બ્રહ્માંડ સુધી પરોવાયેલા છે.

તેઈ લક્ષ નિરણે નિરૂપણ, નિગમ પંથ માંહિ,
ઓર સકલ ઓર નિગમ, વેદ ચતુર ગતિ જાણ.

આ ચૌદે લોકનાં સઘળાં દ્રવ્યોને જાણવાનો જે લક્ષ છે, તેનો નિર્ણય વા નિરૂપણ પાંચમા સૂક્ષ્મ વેદમાં સંપૂર્ણ છે. આ સિવાયના જે બહારના એટલે આ બાજુના લક્ષ ચાર વેદમાં છે. આ ચાર વેદથી પાંચમા સૂક્ષ્મ વેદની ગતિ પરમ ન્યારી છે. બહારની અંતરદશામાં ઉપાધિ છે, બ્રહ્મની અંતરદશામાં કોઈ જાતની ઉપાધિ નથી તેમ જ જ્ઞાન પણ આ દશામાં નથી.

જે પદમાં જતાં જાણ અને જ્ઞાન વિરામ પામે છે, તે પદમાં જતાં પહેલાં તત્કાળ સુષુપ્તિ અવસ્થા થઈ જાય છે. આ અવસ્થા એ જ બહેર

શૂન્ય હોઈ કુંભક અવસ્થાનું સ્વરૂપ છે. ત્યાં દેહવાલા દેહની વિભૂતિનું ભાન કે ખ્યાલ રહેતો નથી, જ્યારે બ્રહ્મપદના શોધકોને આ કુંભક અવસ્થા અટકાવે છે. જેમ બ્રહ્મ ઉપાધિ રહિત છે તેમ સુષુપ્તિ અવસ્થાયુક્ત કુંભક અવસ્થા ઉપાધિ રહિત છે. એ જ કારણને લીધે બ્રહ્મજ્ઞાનીઓ ભૂલા પડી કુંભક અવસ્થામાં અટકી ગયેલા છે.

વાતો બ્રહ્મની કરે છે પરંતુ બ્રહ્મમાં તો નથી જઈ શક્યા કારણ કે કુંભક અવસ્થા એટલી બળવાન છે કે સાતમી ભૂમિકાના હિમાયતી મહાપુરુષોને પણ પાછા લાવી દે છે. વળી કામ વિભૂતિના જીવન રૂપ કુંભક અવસ્થા છે. આ અવસ્થા ઉપર જીત મેળવવી મુશ્કેલ છે. બ્રહ્મજ્ઞાનીઓ ભોગવટો બહેર શૂન્યનો કરે અને રહ્યા પણ ત્યાં જ છતાં વાતો અનહદની જ કરે પણ ભોગયુક્ત તેમની લક્ષણાઓથી છેવટ સ્વરૂપ સમજવા પામ્યા નહિ. જેથી તેઓના દેહના અંતે જગતની અને તેમની એક જ સ્થિતિ થાય છે.

ગીતામાં રહેલી જ્ઞાનની ગતિને ચીની (જોઇ) જોતાં જણાય છે કે જગતના ઈશ્વર એવા જે રામ અને કૃષ્ણ તે બ્રહ્મના અંતરપટમાં લવલીન હોઈ સમર્થ સ્વરૂપે રહ્યા છે એટલે કે આ અવતારી પુરુષોની બુદ્ધિ બ્રહ્મની પાર જઈ શકી નથી.

સમર્થ સદ્‌ગુરુ જેવા કબીર સાહેબે અસંખ્ય સાખી શબ્દોમાં માત્ર જ્ઞાન જ કથ્યું છે. તથાપિ સાર શબ્દ, રહેત ઘર, નેહ અક્ષર આ ત્રણમાં જ તેમને પોતાનું નિશાન રાખ્યું છે. અરે ! આ અઢળક વાણી જગત ઉપર ઢોળી પણ આ ત્રણ વાક્યનો તારણ કરી તેમને તારવ્યા છે.

જગતના અહોભાગ્ય જેવા કબીર સાહેબે નિજ અંકુર રૂપ અંશની ગતિનો સાર કહ્યો નથી, કારણ કે છેવટ ગતિ જાણી શકે તેવો ભવસાગરમાં કોઈ અધિકારી નથી એમ સમજી પોતે આ પરમ મંત્રને ગુપ્ત રાખ્યો છે.

કબીર સાહેબના અનેક શિષ્યો થયા, મંદિરોની શાખાઓ પણ અનેક થઈ, સાહેબના નામ પરથી મત પંથો પણ ઘણા નીકળ્યા, મુંડિત સાધુઓ

ખૂબ થયા પણ આ બધાઓમાં તપાસ કરી જોતાં કબીર સાહેબના મૂળ સ્વરૂપના અંતરપટમાં રસબસ થયા હોય એવી ગતિવાળા અધિકારી કોઈ દીઠા નહિ. ભેખની મોટી મોટી જમાતો તથા મઠ મંદિરના કહેવાતા મહંતો તથા લક્ષાવિધ હરિભક્તોનાં મંડળો વગેરે જોતાં દરેક અલ્પ મતિના પામર જીવો જ દેખાયા ત્યારે સદ્‌ગુરુ જેવા સાહેબ આશ્ચર્યચકિત થયા. અરે ! આ મારું ગુપ્ત હાર્દ જે સર્વને માટે પરમ સુખ રૂપે રહ્યું, તે અધિકાર સિવાય હું આ જગતમાં કોને અર્પણ કરીશ ?

છેવટે બાંધુગઢના ધર્મદાસ નામના હરિભક્ત જે સંસારી હોવા છતાં જાણકાર અને જ્ઞાનમાં ભરપૂર ને સંપૂર્ણ અનુભવ લઈ શકે તેવા તેમની દૃષ્ટિમાં આવ્યા. તેથી સાહેબ સમજ્યા કે આ જ અંશ અધિકારી છે. તેથી પોતાની અઢળક કૃપા ધર્મદાસ ઉપર ઢોળી દીધી.

હે ધર્મદાસ ! તને ધન્ય છે, તારી બરોબરી કરી શકે તેવો કોઈ નથી એમ જાણીને આદ્ય, અંત અને મધ્યે કોઈએ પણ અનુભવ નથી કર્યો એવું અપાર જે મારું ગુપ્ત હાર્દ આજે તને બક્ષીસ કરું છું. જે સમજતાની સાથે અનેક પ્રકારની પરાધીનતા છૂટી જશે અને તું તારા સ્વરૂપે થઈશ.

કબીર સાહેબ કહે છે કે નેહ અક્ષર, રહેત ઘર અને સાર શબ્દ, હે ધર્મદાસ ! તને પોતાને જ આપું છું કે જેની ગતિ અત્યાર સુધી સંસાર-ભરમાં કોઈએ જાણી નથી. આ લક્ષની પરમ મહાદ્ ગતિ, મેં તને ખૂબ સરસ રીતે સમજાવી. હવે તે તું તારા ઉરમાં રાખજે. આ ગતિ જો તું કોઈના આગળ કહે તો મારા તને એક કરોડ સોગંદ છે.

કરુણાસાગર મહારાજ કહે છે કે ઉપર પ્રમાણે ધર્મદાસને જે લક્ષ આપ્યો તેનો અર્થ વા ગતિ માત્ર ધર્મદાસને સમજાવેલી હતી. જેનો ખુલાસો અત્યાર સુધી કોઈ મેળવી શક્યા નથી. એ કારણે પરમ દયાળુ ગુરુદેવ વંદનપૂર્વક આ મહામંત્રના અર્થનો ભેદ ખુલ્લો કરે છે તે સાંભળો.

નેહ અક્ષર, રહેત ઘર, સાર શબ્દ આ ત્રણ મંત્ર છે. આ ત્રણનો

આશય રૂપ મુદ્દો એક છે. જો કે કબીર સાહેબે ધર્મદાસને સમજાવી સમાધાન કર્યું છે એ સંબંધી કબીર પંથમાં લેશ માત્ર કોઈ જાણતું નથી. માત્ર ઉપલક શબ્દના ઉચ્ચાર વડે આ મંત્ર બોલે છે. આ વિષે હું આ પંથમાં મહાન ગુરુ લક્ષની જે ઊણપ છે તેનો પ્રકાશ કરી નિર્ણય કરી આપું છું.

અબજ યુગો અને કરોડો કલ્પની પણ ગણતરી ન થઈ શકે તેવું સનાતન બ્રહ્મ સર્વ લોકનું આદિ હોઈ ચરાચર વ્યાપક છે. આમ સચ્ચિદાનંદ સ્વરૂપ બ્રહ્મનો મુદ્દો વેદવચન વડે સાબિત કર્યો છે. આ આનંદ રૂપ સચ્ચિદાનંદ બ્રહ્મ રૂપ પદ અતિ સરળ છે. આ વિષયનો ખરો મર્મ કોઈ વિરલ પુરુષ જ જાણે છે. આ બ્રહ્મ અખંડ ડંડાકાર અદ્વૈત વેદ રૂપે દસે દિશામાં ઠસરસ સભરાભર ભરપૂર ભરાયેલું છે અને બ્રહ્માંડ ભરના સઘળાં દ્રવ્યોની ધારણા રૂપે છે. આ બ્રહ્માંડ ત્રણે યુગોથી અને ત્રણે ગુણોથી રહિત આદિ અનાદિનું હોઈ ઇન્દ્રિયોથી અગોચર અને પ્રણવથી મહદ્ રૂપે રહેલું છે. આ પ્રમાણે નિશ્ચયાત્મક કરનાર વિદ્વાનોએ આ બ્રહ્મ લક્ષને તારવી તેના ખૂબ ખૂબ વખાણ કર્યા છે. વળી ભાવ રહિત આ બ્રહ્મનો પાર ન પામવાથી નિગમે પણ નેતિ પોકારી છે.

જેવી રીતે સજ્જડ પૃથ્વીમાં અણિયાળો ખીલો હોય તો જ જઈ શકે છે, તેવી રીતે કૈવલ રૂપ પરિપૂર્ણ ભૂમિમાં જીવ આશયયુક્ત અણિયાળા અંકુર વડે જ પ્રવેશી શકે છે. જેમ ખીલો પોતાની મેળે જમીનમાં પેસી શકતો નથી. પણ કોઈ પુરુષ જમીનમાં ખીલો ઘાલે તો જરૂર જઈ શકે છે તેમ જીવ એકલો મોક્ષ મેળવી શકતો નથી. સદ્‌ગુરુ જીવને કૈવલ સાથે ભેટો કરાવી શકે છે.

કર્તાના ક્રતની અંશ વૃત્તિનો જે અંશ, જે નિજ જાણ સ્વરૂપે છે તે, પિંડ બ્રહ્માંડની છતે પિંડ સંધિને વિષે રહેલો છે. પિંડ બ્રહ્માંડમાં સંધિને વિષે ન રહે અને પિંડમાં રહે તો તેનું મૃત્યુ ન થાય. કદાચ પિંડમાં ન રહેતા બ્રહ્માંડમાં રહે તો પિંડ કદીયે ચેતન થઈને ચાલે નહિ. આ કારણને લીધે નિજ જાણ સ્વરૂપ કર્તાનો અંશ પિંડ બ્રહ્માંડમાં સંધિને વિષે બિરાજમાન

થઈને રહ્યો છે. તેને કરીને પિંડ ચેતન છે. ઉન્મુનિના પાછલા ભાગે બ્રહ્માંડની એકતા રહેલી છે અને જાગ્રત અવસ્થાના પાછલા ભાગે પિંડની એકતા રહેલી છે.

હવે આ ભજન જો કરવું હોય તો પહેલાં સાત ભૂમિકાનું જ્ઞાન ધારણ કરવું પડે. સાત ભૂમિકાનો લક્ષ (૧) શુભેચ્છા (૨) સુવિચારણા (૩) તનુ માષા (૪) સત્ત્વાપતિ (૫) અસમ શક્તિ (૬) પદાર્થ ભાવના (૭) તટસ્થ તુરિયા બ્રહ્મસંગી. આ સાત ભૂમિકાનું જ્ઞાન કોઈ સંત જન કે ભગવતી જનને થાય તો જ તે આગળ વધી શકે છે.

(૧) શુભેચ્છા : તે મોક્ષની ઇચ્છાવાળો ગુરુના શરણમાં જાય, તેમના શ્રીમુખનાં વચનોને શ્રવણ મનન કરે. તે જાગ્રત અવસ્થામાં થાય.

(૨) સુવિચારણા : તે નિજ સ્વરૂપ સંબંધીનો અધ્યાય તથા તે સંબંધી નિરૂપણ કરીને સૂક્ષ્મ વસ્તુનું ગ્રહણ કરવું. તે ઉપરાંત સ્થૂલ દેહ તથા સ્થૂલ દ્રવ્યનો અભાવ. એ પણ જાગ્રત વિષે થાય.

(૩) તનુ માષા : નિત્ય અનિત્યનો વિવેક કરવો. તે પણ જાગ્રત અવસ્થામાં થાય છે. આ ત્રણ ભૂમિકાનો વિચાર કરી જોતાં જગતનો ભાસ સાચો દેખાય છે. એ પણ જાગ્રતના વિષે જાણવું.

(૪) સત્ત્વાપતિ : એ ભૂમિકાનો કોઈ અધિકારી પુરુષ હોય તેને દૃઢ આત્મપ્રાપ્તિ હોય, તેને જગત સ્વપ્ન સમાન ભાસે. આમ આ પ્રકારે ભાસ થવો તે પણ જાગ્રત વિષે છે. આ ચોથી ભૂમિકા બ્રહ્મવિત્ત નામથી ઓળખાય છે.

(૫) અસમ શક્તિ : તેની લક્ષણા સૂક્ષ્મ સમાધિ હોઈ તે સૂક્ષ્મ સ્વકાર દૃષ્ટિપણે રહે છે. આ દૃષ્ટિમાં કોઈ જાતનો આસક્ત ભાવ રહેતો નથી. આ બધાંય ચિહ્નો જાગ્રત વિષે જણાય છે. આ જાગ્રત ભૂમિકાનો છેવટ સિદ્ધાંત બ્રહ્મવિત્ત વીર્ય રૂપે રહેલો છે.

(૬) પદાર્થ ભાવના : તે અંતરભાવથી સદાકાળ સમાધિમાં જ

રહે. તેને કોઈ ઉત્તમ મુમુક્ષ મળે તો સહેજ સ્વભાવે લક્ષાર્થે બોલે પણ તેમને પોતાને સ્વયમ્ બોલવાની ઈચ્છા થાય નહિ. આ ભૂમિકાના અધિકારીનો સઘળો અનુભવ જાગ્રતને વિષે જણાય છે. તેનું છેવટ તે પણ બ્રહ્મવિત્ત વીર્ય રૂપે રહે છે.

(૭) તટસ્થ તુરિયા બ્રહ્મસંગી : આ ભૂમિકાનો અધિકારી સદાકાળ ઉન્મુનિવત ખલોઈદ અંયમ મમ ઈતિ બ્રહ્મ એકરસ રૂપે રહે છે. તેમને આપોઆપ પોતાની મેળે બોલવાનો લેશ માત્ર આસક્ત ભાવ નથી. તેઓ કોઈ મુમુક્ષ પરત્વે પણ બોલી શકતા નથી. આ જાગ્રતના ઉજાગ્રતને વિષે રહીને નિવૃત્ત પામ્યા છે. આ સાતમી તટસ્થ તુરિયા બ્રહ્મસંગી ભૂમિકા તે સ્વયં અંશ શરીર, સોહંગ પ્રણવ તત્ત્વ, સહેજ શૂન્ય અવસ્થા, કૈવલ અધિષ્ઠાતા, સર્વ વર્તમાન, ચિદ્ અંતઃકરણ ધારણ કરી રહે છે.

આ ચિદ્ અંતઃકરણ જે ચિદ્‌નો અંત એ જ કૈવલ પદ. આ કૈવલના કિરણનો ભાસ એને વ્યાપક ચિદ્ બ્રહ્મ જાણવું. આ ચિદ્‌ના અંતનું જે કિરણ તેને જ ચિદ્ અંતઃકરણ કહેલું છે, તે પણ સ્વયમ્ અંશ શરીરને વિષે રહેલ છે. આ સર્વ શરીરથી તટસ્થ રહીને સ્વયમ્ અંશ શરીર, સોહંગ પ્રણવ તત્ત્વ અને સહેજ શૂન્ય અવસ્થા આ ત્રણનો વ્યાપક ચિદ્ બ્રહ્મ વિષે સંઘ મળીને સદા કાળ એકતા રહે છે. આ કારણને લીધે કહું છું કે આ ભૂમિકા પોતાના સ્વરૂપ વિષે સમરસ કરી સમદમ રાખે છે. આ કારણે ચિદ્ અંતઃકરણ તટસ્થ તુરિયા બ્રહ્મસંગી ભૂમિકાને ધારણ કરી રહેનારું છે. આ ભૂમિકા તે એક જ શરીરને વિષે કહી છે.

તે નિજ કૈવલ કર્તાનો અંશ એ સજાણ સ્વરૂપ છે. તેને બિરાજમાન થઈ રહેવા સારુ આ સાત માળની મહેલાત જાણવી અને તે કૈવલના અંશને રહેવાનો મહેલ. હવે તે જે જે મહેલમાં અંશની આભા સમાન દૃષ્ટિ સંબંધ પામે એ ભૂમિકાનો તે પુરુષ કહેવાય. આ ભૂમિકાનો અનુભવ લઈશું ત્યારે અંશ અંશીપદનું એકજપણું થાય એમ છે.

સામાન્ય તથા વિશેષ ઉભય કોટિના માથે સજાણ ગતિવાળા નિજ કર્તા અભયક્રત સહ વર્તમાન જાણે છે. એવા ક્રત અને કર્તા ઉભયપદનો માપ અમાપ ગતિનો ભેદ જાણનાર જે છે, એ જ પરમ વિશેષ અંશ જાણવા. તેમ જ પરમ ગુરુ કૈવલ અવતાર જો અંશને મળે તો તે મળતા નિજ કર્તાને જ મળ્યા તેવું જાણવું.

એટલા માટે પરમ ગુરુ સાથે લાગતું વળગતું રાખજો, તેમની સાથે કોઈ કાળે નિજ અંતરમાં ભિન્નતા રાખશો નહિ. એટલે પછી એ નિજ કર્તાપદને વિષે અંશને પહોંચાડી દેશે.

જેમ માતા અને બાળકનો વિયોગ થયો હોય અને પાછો મેળાપ થાય અને તે આનંદ પામે તેવી જ રીતે અંશ કર્તાને મળીને આનંદ સુખ ભોગવે છે.

આ લોકમાં આપણે સર્વ અલ્પ જીવો છીએ. પરમ ગુરુના વચન ગતિ લક્ષ તેમ જ અનુગ્રહ લઈને તે આપણા કર્તાનું ચિંતન કરવું. એ સિવાય બીજાં અનંત સાધન કરીએ તો પણ પરમ ગુરુ અને કૈવલ કર્તાના ભજન ઉપાસનાની તોલે એક પણ આવે એવું નથી, માટે ભજન ઉપાસના કરવી. સર્વ પ્રાણી માત્રે એ જ માગી લેવું કે તમારું ભજન, ચિંતન, અર્ચન અમોને અખંડ આપવું. એમાં કિંચિત્ માત્ર અંતર પડે નહિ તેવી ગુરુદેવ અક્ષય કૃપા કરજો.

(૧) અજહદ લક્ષણા : દશ ઈન્દ્રિયો, પંચભૂત, ચાર અંતઃકરણ, ત્રણ ગુણ, પ્રકૃતિ અને નિરંજન એટલાની અંદર જે આત્મા માની બેઠા હોય અથવા પંચ દેહ માનેલા હોય તેને અજહદ લક્ષણા કહેવી.

(૨) જહદ લક્ષણા : પછી વિચાર કરતા તત્ત્વ તથા દેહનાં કર્મ કાર્યો તેનાથી હું પર છું. મેં તને આત્મા માન્યો છે, પણ અમો તેમાંથી નિત્ય અનિત્યનું શોધન કરવા લાગ્યા, ત્યારે તેનાથી કંઈ વિશેષ જાણ્યું. જેમ કોઈ રાજાની હવેલીઓમાં ઓરડીઓ નાનાવિધ બનાવેલી હોય તેમાં રાજાની સ્વતંત્ર વસ્તી હોતી નથી, તેનું તો બેસવાનું ઠેકાણું કોઈ બીજી જગ્યાએ હોય છે. જેમ સિંહાસન, મહેલ અથવા કચેરી જુદે જુદે ઠેકાણે હોય, એમ વિચારતા તટસ્થ

સ્થિરે રહેવાને નાસાગ્રને વિષે દેખે તે ઠેકાણે પ્રણવતંત્ર ઘોર શબ્દ ચતુર વાણીનું ભૂષણ ઊઠે છે. તે ઉપરાંત વિચાર કરીને જોયું તો આત્મા એ ઠેકાણે પ્રણવ નથી. જે સ્થળે પ્રણવનો નિશ્ચય થયો તે પંચ દેહનું અસત્યપણું માનવામાં આવ્યું, તેને અમે જહદ લક્ષણા કહી.

(૩) જહદાજહદ લક્ષણા : જે પ્રણવ રૂપી તંતુને પોતાની સત્તાથી પોષણ કરીને સત્તા પ્રમાણે વર્તમાન કરાવે છે, તે નિયંતા કૈવલનો જે અંશ આપનું આપ સ્વરૂપ તે તો તેની પર છે. અને તે ઠેકાણેથી જ પોષણ કરે છે. વળી મન વાણીથી રહિત અંતઃકરણ, ગુણ, પુરુષ, પ્રકૃતિ, નિરંજનને બ્રહ્મ પારના પરમ લક્ષને તેમ જ અધો સંસાર અને ઊર્ધ્વ ઈશ્વરની પારથી સ્થિર સ્થાન જે અંશનું જણાવેલું છે, તેને જ યથાર્થ જહદાજહદ લક્ષણા માનવી જોઈએ. એ પંચભૂતાદિ પ્રકૃતિયુક્ત જે તત્ત્વો તથા મહદ્ પ્રણવ રૂપ ઓહંગ, આ બન્નેની એકતા રૂપે હિરણ્યગર્ભ તે સ્થાવર જંગમ આદિ ચરાચર લઈ ચૌદ લોક સુધીનું જે જગત છે, તે જગત માત્રના ઘટ ઘટમાં, અણુએ અણુમાં, સોહંગ બ્રહ્મ વ્યાપક રહેલું છે અને તે હિરણ્યગર્ભ રૂપ જગત માત્રના જીવન રૂપે છે.

સમર્થ કુવેર સ્વામી કહે છે કે મહદ્ પ્રણવ રૂપ જે ઓહંગ કહ્યો તે આ સઘળાં જગત રૂપ દ્રવ્યોના કારણ રૂપ છે અને તે આ બાજુ આવેલો છે. આ ઓહંગ પંચભૂતાદિ દ્રવ્યોના પાત્રને લીધે જ આ બાજુનો છે. આમ દેખાવા પૂરતું જ કારણ છે, કારણ કે બિંબમાંથી પ્રતિબિંબ જુદું નથી, પાત્રને લીધે જ જુદું દેખાય છે. આ પાત્ર રૂપ ભિન્નતા દૂર થાય તો પ્રતિબિંબ બિંબ રૂપે જ છે. એ જ ન્યાયે તમામ સોહંગ બ્રહ્મ રૂપ છે. આમાં બીજો કોઈ બોલતો નથી, ચૈતન્ય પોતે સ્વયમ્ બોલે છે.

પૃથ્વીથી લઈ પવન સુધીનાં તત્ત્વો પરિવર્તન જે કહ્યું તે તમામની છેલ્લી પકડ આકાશ છે. આ બધાંય તત્ત્વો આકાશમાં સમાય છે. આ સમાવવાનો ગુણ આકાશમાં છે. એટલે કે ભિન્ન ભિન્ન ક્રિયાવાળાં ચાર તત્ત્વો

પ્રણવ મહદ્ પ્રણવ સાથે સમદમ થઈ લીન થાય છે. એ વખતે શુદ્ધ આકાશ એકલું રહે છે.

અંશ વિકારવાળા પ્રણવો લીન પામે છે, ત્યારે મહદ્ પ્રણવ એકલો જ રહે છે. તે વખતે અંશ ઉપાધિ રૂપ આવરણથી મુક્ત હોઈ જાણ રૂપે રહે છે. આ જાણ રૂપ અંશનો ભાસ રૂપ ઉજાશ આ દેશમાં વ્યાપક રૂપે રહેલો છે. તે જ ભાસ રૂપ ઉજાશનું નિગમે નિરૂપણ કરેલું છે.

આદિ પુરુષ નિરંજન આ સ્થળે એટલે કે આકાશવત્ પોતાના નિજ દેહ રૂપે રહે છે. એથી એ પદ વિશુદ્ધ અલગ રૂપે રહેલું છે. આ દેહ તેજોમય તન્માત્રાનો છે એટલે કે પાંચમી માત્રા રૂપે છે. આ દેહમાં અંશનો અંતરભાસ પડેલો હોઈ એ અંતરભાસની એકતા પણ બ્રહ્મ સાથે જ છે. આમ બંનેની એકતાવાળો પાંચમો પરમ કારણ દેહ આદિ પુરુષ નિરંજનનો છે. એનું જ બીજું નામ જ્યોતિનારાયણ છે.

આ જ્યોતિનારાયણ સચરાચર વ્યાપક બ્રહ્મનો નિર્ણય બ્રહ્મના મુખ દ્વારા ઉચ્ચારેલો છે. આમ નિગમ રૂપ વચનો બ્રહ્મનાં પોતાનાં નથી, પણ આદિનારાયણનાં છે. આકાશ રૂપ દેહમાં જે અજવાળું દેખાય છે, તે અંશનું છે. તે કેમ અને કેવી રીતે છે તેની ખબર નારાયણને ન પડી તેથી તેમને છેવટે નેતિ પોકારી છે.

આકાશ તત્ત્વની પ્રણવ લહેરની જે ઝડી સૂક્ષ્મ સુષુમ્ણા તેનો પ્રણવ અઢી આંગળ બહાર આવે છે. તેનો રંગ શ્યામ હોય છે અને સ્વાદ ફિક્કો છે. આ પાંચમા આકાશ તત્ત્વની શબ્દ માત્રા છે તેનું જ નામ ગતનત એટલે કે આ પાંચ તત્ત્વમાં છેલ્લું આકાશ અને અતિ ઉદાર રૂપે રહેલું હોઈ તેમાં કોઈ જાતની અભિલાષા ઊઠતી નથી, કારણ કે મહાનમાં મહાન જ્ઞાની પુરુષોનું આ ગુપ્ત ધ્યાન છે.

આ પ્રકારે આ મહદ્ પ્રણવ રૂપ સોહંગ આત્મામાં પાંચે તત્ત્વોના સૂક્ષ્મ પ્રણવ મળીને રહેલા છે. આ વિકારી પ્રણવ વડે ચૈતન્ય રૂપ ઓહંગ જે

વસ્તુતા સ્થિર છે, તે હાલતો દેખાય છે તથા એ જ વિકારી પ્રણવના લીધે આ સમગ્ર જગતનો ખેલ દેખાય છે. એટલે કે જાતિ જાતિને જુએ છે અર્થાત્ જળ તત્ત્વોની ક્રિયા વડે વૈરાગ્યનાં જળ તત્ત્વો જોઈ શકાય છે. પરંતુ આ બધાંઓથી ચૈતન્ય ન્યારો હોઈ અરૂપ છે.

સર્વથી ન્યારું રહેલું જે બ્રહ્મપદ તે સચ્ચિદાનંદના કંદ રૂપ હોઈ તેમનું તેમ તેવું ને તેવું જ, એક સરખા પ્રમાણવાળું અનુપ, અખંડ, અમર રહેલું છે.

બ્રહ્મ એક અદ્વૈત હોવા છતાં શાસ્ત્રના મતાવલંબીઓ અનેક મુખ કરીને કોઈ રૂપવાળું કહી ગયા ત્યારે કોઈ અરૂપ કહી ગયા. જે જે સાધકોના ચિત્તમાં જે જે દેવની આરત લાગી તેને સાધક આ હું જાણું છું, આ હું કરું છું, તે ખરું છે એમ જાણી તેના તે પદમાં વળગી રહ્યા. જે તે મતમાં ગયેલા જગતના જીવો પોતાના મનમાન્યા પક્ષને છોડી બીજા પક્ષમાં જતા નથી. જ્યારે આ જગતમાં પંથો ઉપર પંથો નીકળી પંથોના વધારા થતા ગયા ત્યારથી આ જગતના જીવો આ પંથ ખરો હશે કે બીજો પંથ ખરો હશે તે સમજી શક્યા નહિ. પણ જે પંથમાં માણસનો વધારો જોયો તે પંથ સાચો છે એમ માની ગાડરના ભેગો ગાડર રૂપે ભરતી તરીકે ભરાઈને પંથીઓએ તે પંથોનો જમાવ કર્યો. આમ અનેક પંથો ઊભા થયેલા હોઈ શિવ રૂપે અદ્વૈત હતા તે જીવ રૂપે દ્વૈત થયા. અને જપ તપ તીર્થ આદિથી લઈ કર્મકાંડ પર્યંતના આમળામાં ખુશીથી ભરાઈને દેવતા તથા ઈશ્વરના નામે જગતનો વહેવાર જગત ખેડી રહ્યું છે.

આ બધું કીડી મહોરથી તથા મનુષ્યથી લઈ બ્રહ્માંડે દેવતા વિભૂતિઓ પર્યંતનું દૃષ્ટ પદાર્થ માત્ર ક્રત રૂપે જ છે, તે કોઈ સમજ્યા નહિ.

સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આમાંના કોઈએ અલક્ષના લક્ષને લખ્યો નથી. જગતના આગવા જનોએ દૃષ્ટ પદાર્થ રૂપે જે ક્રત છે તેની સ્થાપના કરી છે અને તેની જ આગળ જગત માત્ર મન માફક આલંબનપૂર્વક વિલાપ કરે છે. તેથી

અનંત વ્યાપક સર્વજ્ઞને કોઈ ચીની શક્યું નથી. વળી જગત પોતાનું અંતર સ્વરૂપ ભૂલી ગયું, તે કેમ અને કેવી રીતે ઓળખવું તે તરફ પાછા વળવા લક્ષપૂર્વક ધ્યાન આપ્યું નહિ અને બીજા બધા ઉપજાવી કાઢેલા ઈશ્વરોના જાપ જપવા કે જપાવાની પાછળ જગત રોકાયું છે. આમ ઈશ્વરપ્રાપ્તિના ઊલટા માર્ગમાં રોકાઈ જગતના ત્રિવિધ તાપમાં નિશદિન તપે છે.

અરે! હું કોણ છું, કેવો છું, મારું નિજ બીજ કોનું છે આમ જાણવાનો નિજ લક્ષનો કોઈએ વિચાર કર્યો નહિ. હું કોણે ધાવું છું, મારી પર કોની રીઝ છે છતાં હેતુ કોનો છે, હું કોણે આધીન છું આ પ્રમાણે વિચાર કરીને અત્યાર સુધી સમાપ એટલે કે આ ધ્યાન વિષયપૂર્વક માપ લાવી વિચાર કરી શક્યા નથી. એથી જીવ પાપ તથા પુણ્યનો બોજો પોતાને માથે માની લે છે. એ જ કારણે નિજથી જુદો પડ્યો ત્યારથી આજ સુધી આબદા ભોગવે છે.

જેમ પાણીમાં નિવાસ કરીને માછલું રહેલું છે, તથાપિ તે જળને જાણ્યા સિવાય તરસે મરે છે તેવી જ રીતે આ ચૌદ લોક પાણી રૂપી બ્રહ્મમાં રહેલા છે, પણ તેનો આભાસ કર્યા સિવાય જન્મમરણનાં દુઃખ ભોગવે છે. આ માર્ગથી ઊલટા થઈને કોઈ ભગવતી જન વિચારપૂર્વક ઊલટ લાવી પોતાના શરીરની તપાસ કરે તો સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે પોતાના શુદ્ધ સનાતન સ્વરૂપ સિવાય બીજું કોઈ દેખાશે નહિ.

અવનિ, પાણી, અગ્નિ, વાયુ અને આકાશ આ તત્ત્વોના સ્થૂલ, સૂક્ષ્મ, કારણ, મહા કારણ આદિ જે શરીરો છે અને જ્યાં સુધીનું ગોચર જ્ઞાન છે ને જ્યાં સુધી મનનો તર્ક પહોંચે છે ત્યાં સુધી સર્વ દષ્ટ પદાર્થ રૂપ કૃત જ છે.

જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થાઓ જે સ્ફુરે છે તે તમામનો ફંદ તુરિયા અવસ્થા થતાં નાશ પામે છે, એટલે તુરિયા રૂપ જ રહે છે. આ અંતઃકરણ અને અવસ્થા એમાં અધિષ્ઠાન રૂપે શિવ, બ્રહ્મા અને વિષ્ણુ આદિ દેવતોઓ વાસ કરીને વસેલા છે. સાધક જ્યારે સંયમ કરે છે, ત્યારે અંતઃકરણમાં હોવા છતાં એ ભાસ રૂપે સામા દેખાય છે. તેમની જ આ સર્વ

લોકના ભગવાન માની નિત્ય પ્રતિદિન કાલ્પનિક પૂજા કરે છે, કારણ કે સાધકને આ દશ્ય ખોટું છે એમ જ્ઞાનના અભાવે સમજાતું નથી.

જાગ્રતમાં મન અંતઃકરણ છે, સ્વપ્નમાં બુદ્ધિ અંતઃકરણ છે, સુષુપ્તિ થતા અહંકાર અંતઃકરણ રહે છે. તે પ્રસંગે નીચેની બંને અવસ્થા, તન, મન, બુદ્ધિ આદિ અંતઃકરણનો તેમ જ તેમના દેવતાઓનો નાશ થાય છે. પરંતુ તુરિયા અવસ્થા થતાં આ ત્રણે અવસ્થાઓ લીન પામી જાય છે અને તુરિયા અવસ્થા નીચેની ત્રણે અવસ્થાઓના સાક્ષી રૂપે રહે છે.

આ ચિત્ત મળ રહિત હોઈ સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ચિત્ત રહ્યું તે શુદ્ધ ચૈતન્યવત્ છે. સ્થૂલ દેહનું મંડાણ સાડા ત્રણ હાથનું હોઈ, તેને વાસના લીન રૂપ સૂક્ષ્મ દેહે પકડી રાખેલ છે. કારણ દેહ ગુણ રૂપ છે, તેમાં કોઈ સંદેહ નથી. આ કારણ દેહ સ્થૂલ તથા સૂક્ષ્મના મૂળ રૂપે હોઈ એ બંનેને પોષણ કરે છે. આ કારણના આધારે બંને રહેલા છે.

પ્રકૃતિના સ્નેહ રૂપ મહા કારણ દેહ છે. તે દેહ નીચેના ત્રણે દેહમાં વાસના રૂપે રહેલા લિંગના સ્થાનમાં વ્યાપક થઈને રહેલો છે. તમો ગુણથી માત્રાઓ સહિત પંચભૂતનો સંઘ રચેલો છે. રજોગુણથી દશ ઇન્દ્રિયો તથા તેના સ્થાનક ભેદે આવેલા દેવતાઓ રહેલા છે. ચારે અંતઃકરણ સત્ત્વ ગુણથી ચેતન થયેલા હોઈ તેમાંથી જ્યાં જેવી આકાંક્ષા થાય ત્યાં તેવા મનોરથો ઊઠે. આ ત્રણ ગુણો પ્રકૃતિથી પુષ્ટિ પામેલા હોઈ સમસ્ત ચૌદ લોકમાં અમીનપણું ભોગવે છે. આ સર્વ કારણ રૂપે જે વસ્તુ રહેલી છે, તે આ બધા કરતાં ન્યારી જાણી, આ ન્યારી વસ્તુ જે સૂર્યવત્ હોઈ આત્મા તેનું પ્રતિબિંબ છે, જે પ્રકૃતિએ ગ્રહણ કરેલું છે એથી એ ચેતન થયેલી છે.

સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આમ આત્મામાંથી, પ્રકૃતિથી બીજા બધા અન્યોન્ય ચેતન થઈ વિલાસ કરે છે. તેમ જ સંસારના સઘળા જીવો અને જ્ઞાનીઓ આત્મા પરમાત્મા આ બે સંસારમાં પ્રચલિત થયેલા શબ્દોને જ જાણે છે. તેના અનુભવને માટે પુરુષાર્થ કરે છે. આત્મા પરમાત્મા તે કોઈ

તારો પોતાનો અંશ નથી. તું તો તેનો પણ જાણનારો છું અને સઘળા જીવોમાં જેનો પસારો થયેલો છે, તે જીવોના જીવનને તું પોષનારો છું.

જ્યાં સુધી મને જાણ્યો વા ઓળખ્યો નથી ત્યાં સુધી આપનપુને જાણવાનું જ્ઞાન કોઈ જીવને પ્રાપ્ત થવાનું નથી. તે જાણવા માટેનો માર્ગ બીજો નથી. મારી સઘળી વિભૂતિઓથી મેં જે સર્જેલા મારા સકળ જ્ઞાનના જ્ઞાતા પુરુષ પરમ ગુરુના પ્રભાવ યાને કૃપા દૃષ્ટિથી જે કોઈ પણ મનુષ્ય સૌથી પ્રથમ મને જાણશે તેના અંતર યાને ઉરમાં તેનો અનુભવ થશે અને ત્યારે જ તે પોતે પોતાને યાને આપનપુને ઓળખવાના જ્ઞાનને પ્રાપ્ત કરી શકશે.

બ્રહ્મ જ્ઞાન અને શૂન્ય જ્ઞાનના કથનારાઓ બંને એકસરખા બરાબર હોઈ અમને ભૂલીને બંનેએ ખરી વસ્તુ જગતમાં જીવોને ભૂલાવી છે. સંસારમાં આની બરાબર બીજી એકે ભૂલ નથી. અમે તમને જે કંઈ છેવટનું કહેવાનું હતું તે કહી દીધું છે.

જાગ્રતમાં સુષુપ્તિ વર્તતી હોય તો વિસર્જનપણું આવે છે, સ્વપ્ન અવસ્થા વર્તતી હોય તો વ્યર્થ વિચારો કરાવે છે. જ્યારે વિચારોનું લીનપણું થાય, પ્રકૃતિ સમદમ થઈ જાય, ત્યારે સમદમ રૂપ પ્રણવ એકલો પ્રધાનપદે રહે છે. તેનું નામ જ તુરિયા અવસ્થા જાણવી. ઉપર જે અવસ્થાઓ કહી તે દરેકમાં અંતઃકરણ રહેલાં છે અને તેથી અવસ્થાની ઉપર કારણ રૂપે રહેલો છે. આ અંતઃકરણ વિષે શુદ્ધ સમજ જે જે અંતઃકરણ અધિષ્ઠાતા છે, તે કાયમ રૂપ અંતઃકરણ હોઈ અધિષ્ઠાતા દેવ તે સેવક રૂપ છે, તે તેની સાન્નિધ્યમાં જ રહેલા છે. મનના દેવ ચંદ્ર છે, બુદ્ધિના દેવ બ્રહ્મા છે. ચિત્તના દેવ વિષ્ણુ છે. અહંકારના દેવ રુદ્ર છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ જગતમાં આ નામધારી દેવો વિખ્યાત છે.

ગુરુ એ જે અંધારાને મટાડી પ્રકાશ કરી આપે. જે પ્રકાશ ન કરી શકે એવા ભરમાવનાર ગુરુઓ વડે તમારું અંધારું મટી ગયું છે? તમારી અંદર પ્રકાશ

થઈ ગયો છે ? જો નથી થયો તો એવા ગુરુઓથી સંસારને શું લાભ છે ?

માનવ પુણ્ય, દાન, તીર્થ, વ્રત વગેરે કરે છે તેનું ફળ મર્યા પછી જ મળે છે પણ સત્સંગ રૂપી ગંગામાં નાવાનું ફળ તરત જ મળે છે. કાગડો કોયલ અને બગલો હંસ બની જાય છે.

ત્રણ વાતો સમયની હોય છે. સમયના રાજા, સમયના વેદ અને સમયના ગુરુ આપણને જ્ઞાન આપી શકે છે.

જે લોકો પહેલાંના મહાપુરુષો, ગુરુઓની મૂર્તિઓનું તેમનું સાક્ષાત્ સ્વરૂપ સમજીને જ્ઞાન મેળવે છે અથવા એવું સમજી કલ્યાણ કે સુખી થવાનું ઈચ્છે છે એ મોટામાં મોટી ભૂલ છે.

જ્યોતિ, નિરંજન, ઓમકાર, સોહંગ અને સદ્‌પુરુષ આ પાંચ નામને જપ એવું ઘણા ગુરુઓનું કહેવું છે. પરંતુ મોઢેથી જપવામાં શું લાભ? કબીર સાહેબ કહે છે કે,

સહેજ હી ધુન હોત હે, હરદમ ઘટકે મહાય,<br>
સુરત શબ્દ નિલા ભયા, મુખ કી હાજત નાહિ.

માટે સમયના સત્‌ગુરુ પાસે તેમના શરણમાં જઈને તેની સાચી વાત જાણવી જોઈએ. સચ્ચાઈને જાણશો તો તેમાં તમારું ભલું થશે. બાકી આ સંસારમાં ગુરુ લોભી, ચેલો લાલચુ, દોનું ખેલે દાવ, દોનું ડૂબે બાપડા, બેઠ પથ્થરકી નાવ. એવા ગુરુથી કાર્ય સરે નહિ. વખતના સદ્‌ગુરુ આપણી અંદરના અંધારાને દૂર કરીને આપણી અંદર સાચા પ્રકાશનું દર્શન કરાવી દે છે. હૃદયમાં અખંડ નામને કૃપા કરીને બતાવી દે છે, તેમાં ગુરુનો શું સ્વાર્થ છે?

અજ્ઞાનતાના વિચારોને હૃદયમાંથી કાઢી ગુરુને જરૂર ધારણ કરો. નહિ તો તમારું જીવન જે દેવતાઓને દુર્લભ છે, તે વ્યર્થ જતું રહેશે. પરમાત્માનો પરમ પ્રકાશ બધાનાં હૃદયમાં છે જ. પ્રભુના નામ જેને સત્ય નામ, અખંડ નામ, અમૃત નામ, અજર નામ, અવિનાશી, પાવન નામ કહે છે તેનો પરમ પ્રકાશ

બધાનાં દિલમાં છે. તે દરેક માનવી જાણી શકે છે. તેને જાણીને માનવી માનવ કહેવાય છે. નહિ તો તેનું જીવન પશુ સમાન છે.

અધ્યાત્મ જ્ઞાન એટલે માનવમાં રહેલી ચેતન સત્તાની શોધ કરી તેની સાથે તાદાત્મ્ય કરવું તે મોટામાં મોટું વિજ્ઞાન છે. આધ્યાત્મિક જ્ઞાનનો સંબંધ માનવની મૂળ ચેતનામાં પરિવર્તન લાવવા સાથે છે. આવી રીતે અંતરમાં પરિવર્તન થવાથી બહારનું પરિવર્તન આપમેળે આવવા લાગે છે. તે માટે કોઈ વિશેષ પ્રયાસની જરૂર પડતી નથી.

પોતાની અંદરના પ્રકાશને જોવાનો એક જ ઉપાય છે કે બધી જ જાતના અભિમાન ત્યાગીને આત્મજ્ઞાની ગુરુના શરણમાં જા. તેને દંડવત્ પ્રણામ કર અને વિનય ભાવ વડે તેમને તે પરમ પ્રકાશ માટે પૂછ. તેમનો આત્મા પ્રસન્ન થાય છે ત્યારે તે તેમનો અંદરનો પ્રકાશ બતાવે છે.

આપણે આપણા આત્માને જાણીને, આત્મજ્ઞાનને પ્રાપ્ત કરી, પોતાના મનને કેન્દ્રિત કરીએ, સ્થિર કરીએ. મન સૂક્ષ્મ વસ્તુ વડે જ સ્થિર થઈ શકે છે, સ્થૂલ વસ્તુઓ વડે મન ક્યારેય સ્થિર નહિ થઈ શકે. ધાર્મિક પુસ્તકોમાં મન બંધાતું નથી, મન એટલું ચંચળ છે. ચંચળ મન સૂક્ષ્મ જ્ઞાન વડે જ બંધાઈ શકે છે. હાથીને બાંધવાનું દોરડું એક કીડીને બાંધી શકતું નથી. સૂક્ષ્મને બાંધવા સૂક્ષ્મ દોરાની જ જરૂર છે. સૂક્ષ્મ વસ્તુમાં એટલી શકિત હોય છે કે તે વિશાળમાં વિશાળ વસ્તુને બાંધી શકે છે. તમારા મનને નિયંત્રિત કરી શકે છે.

# ભાગ ૩

સ્થૂલ દેહ તે સોહંગ બ્રહ્મમાંથી ઉત્પન્ન થયેલો છે. તેના શ્વાસમાં બીજાં પાંચ તત્ત્વોનું બીજક છે. તેમાં તત્ત્વજ્ઞાન ગતિ જુદી છે.

(૧) પૃથ્વી તત્ત્વ (૨) જળ તત્ત્વ (૩) અગ્નિ તત્ત્વ (૪) વાયુ તત્ત્વ (૫) આકાશ તત્ત્વ

પૃથ્વી તત્ત્વ તે હાડકાં, માંસ, નાડી, ચામડી અને વાળ.

જળ તત્ત્વ તે બિન્દુ, ધાતુ, લાળ, મૂત્ર અને પરસેવો.

અગ્નિ તત્ત્વ તે ભૂખ, તરસ, નિંદ્રા, આળસ અને શરીરની કાંતિ.

વાયુ તત્ત્વ તે કોઈની પાછળ પડવું, કૃપા કરવી, ચાલવું, ભારે ચડવું અને સંકોચ અનુભવવો.

આકાશ તત્ત્વ તે કામ, ક્રોધ, લોભ, મોહ અને ભય.

આ દુઃખી દેહમાં બધાં તત્ત્વો વસેલાં છે જેને આ શરીરની અસ્મિ રહે તેને આ તત્ત્વો અને ગુણો સતાવે છે. આ પ્રકૃતિનાં તત્ત્વો છે.

જો નરકુ હોય સ્વર જ્ઞાન, તે નર દેવ સમાના,
જો સુર સાધે સુરત લગાવી, જ્ઞાન ત્રિકાલ હોત હે ભાઈ.

દૂરથી દેખે દૂરથી દેખે, ચૌદ લોક કે મન કી દેખે,
જો નર સાધે અગ્નિ શ્વાસા, સો નર દેખે અજબ તમાશા.

આ પાંચ તે પૃથ્વી, જળ, અગ્નિ, પવન અને આકાશ તત્ત્વ પ્રણવમાં રહે છે.

પૃથ્વી તત્ત્વ : તેનું પ્રમાણ બાર આંગળ છે. તેનો રંગ પીળો છે. તે બંને નાસિકાની મધ્યમાં ચાલે છે. તેનું ભ્રમણ પચાસ પળ છે. તે લાભકારી

છે. તેનો સ્વાદ મીઠો છે.

જળ તત્ત્વ : લિંગ સ્થાને છે. પ્રમાણ સોળ આંગળ છે. તેનો રંગ નથી. નાસિકાની નીચલી ધારે શ્વાસા ચાલે છે. ચાલીસ પળ તેનું ભ્રમણ છે. તે સત્ત્વ ગુણ છે અને તેનો સ્વાદ મધુરો છે.

અગ્નિ તત્ત્વ : મુખમાં ચાર આંગળ ચાલે છે. તેનો રંગ લાલ છે. નાસિકાની ઉપલી ધારે શ્વાસા ચાલે છે. ત્રીસ પળ તેનું ભ્રમણ છે. તે તમો ગુણ છે અને સ્વાદ તીખો છે.

વાયુ તત્ત્વ : ઉદરમાં આઠ આંગળ ચાલે છે. તેનો રંગ લીલો છે. નાસિકાથી નીકળતો શ્વાસ કાન તરફ ઢળે છે. વીસ પળ તેનું ભ્રમણ છે. તે રજો ગુણ છે અને તેનો સ્વાદ ચરકો છે.

આકાશ તત્ત્વ : અઢી આંગળ ચાલે છે. તેનો રંગ શ્યામ છે. નાસિકાની ચારે બાજુ મળીને ચાલે. તેનું ભ્રમણ દશ પળ છે. તેનો સ્વાદ ફિક્કો છે.

ઉપરનાં બધાં તત્ત્વો દિવસના બાર વખત અને રાત્રીના બાર વખત બદલાય છે.

શરીરમાં સાત ચક્ર આવેલાં છે, તેનાં સાત કમલ છે.

મૂલાધાર ચક્ર : ચાર પાંખડીવાળું કમલ, તેના દ્વારે ગણપતિ બેઠા છે.

ઉપસ્થ ચક્ર : છ પાંખડીવાળું કમલ, તેના દ્વારે બ્રહ્મા બેઠા છે.

નાભિ ચક્ર : દશ પાંખડીવાળું કમલ, તેના દ્વારે વિષ્ણુ બેઠા છે.

હૃદય ચક્ર : બાર પાંખડીવાળું કમલ, તેના દ્વારે મહાદેવ બેઠા છે.

કંઠ ચક્ર : સોળ પાંખડીવાળું કમલ, તેના દ્વારે જીવશિવ બેઠા છે.

ભૃકુટિ ચક્ર : બે પાંખડીવાળું કમલ, તેના દ્વારે સોહંગ પ્રણવ બેઠા છે.

બ્રહ્મરંધ્ર ચક્ર : હજાર પાંખડીવાળું કમલ, ત્યાં સોહંગ બ્રહ્મ રહેલું છે.

વૃત્તિઓ છ છે : (૧) પ્રકાશ બ્રહ્મ વૃત્તિ (૨) સંજમ ભોગ વૃત્તિ (૩) ઈચ્છા વૃત્તિ (૪) ક્રિયા વૃત્તિ (૫) સજીવન વૃત્તિ (૬) અંશ વૃત્તિ

મોટા દેવોનો મનુષ્ય શરીરમાં વાસો છે. તેનું વર્ણન નીચે પ્રમાણે છે :

પગ ઈન્દ્રિયે વાસુદેવ રહે છે.
ગુદા ઈન્દ્રિયે ગણપતિ રહે છે.
નાભિમાં વિષ્ણુ રહે છે.
હ્રદયમાં નિરંજન રહે છે.
કંઠ સ્થાને શિવ રહે છે.
વદન સ્થાને અગ્નિ રહે છે.
જીભ સ્થાને વરૂણદેવ રહે છે.
કાન સ્થાને દિક્પાલ રહે છે.
ભ્રૃકુટી સ્થાને શક્તિ રહે છે.
નાસિકાએ અશ્વિનીકુમાર રહે છે.
ચામડી પર પવન દેવતા રહે છે.
હાથે ઇન્દ્રદેવ રહે છે.
ડાબી આંખે ચંદ્રમા રહે છે.
જમણી આંખે સૂર્ય રહે છે.

પાંચ કોશ : અન્નમય કોશ, મનોમય કોશ, પ્રાણમય કોશ, વિજ્ઞાનમય કોશ, આનંદમય કોશ.

આ શરીરનો મધ્ય ભાગ છે તેને કુંડલિની કહેવાય છે. ત્યાં પ્રકૃતિનો વાસો છે. તે સર્પાકારે છે. તેની સાથે બોતેર હજાર નાડીઓનું જોડાણ છે. તેમાં ઇંગળામાં છત્રીસ હજાર અને પિંગલામાં છત્રીસ હજાર નાડીઓ છે.

ઓહંગ પર રહેલી જાણ અંશની છે. તે જ અંશનું શરીર છે. સોહંગમાં રહેલી જાણ પરમ ગુરુની છે. તેને કરુણાસાગર કહેવામાં આવે છે. અંશ અને પરમ ગુરુની એકતા કર્તા સાથે છે.

બે હાથમાં, બે પગમાં, એક નાભિએ, એક ઉપસ્થ સ્થાને, એક વંકનાળે, એક ઇંગળા, એક પિંગલા અને એક સુષુમ્ણા એમ કુલ દશ મોટી નાડી છે. ઉપર પ્રમાણે બધી જ નાડીઓની એકતા થતાં ભૃકુટીએ સુષુમ્ણા થાય છે. તેનો છેડો બ્રહ્મરંધ્રમાં. જ્યાં ચૈતન્ય અંશની એકતા થાય છે ત્યાં સોહંગનું સ્થાન છે. ચંદ્ર નાડી (ડાબી બાજુ) શક્તિ રૂપે અને સૂર્ય નાડી (જમણી બાજુ) શિવ રૂપે છે.

હે અંશ ! વિરાટની અવસ્થા તથા અંતઃકરણ આ પ્રમાણે છે : જાગ્રત અવસ્થા પૃથ્વી રૂપે, સ્વપ્ન અવસ્થા જળ રૂપે, સુષુપ્તિ અવસ્થા અગ્નિ રૂપે, તુર્યા અવસ્થા પવન રૂપે, ઉન્મુનિ અવસ્થા શૂન્ય રૂપે સદાય સમદમ રૂપે રહે. ચાર અંતઃકરણમાં ચિદ્ અંતઃકરણ પરમ ગતિ રૂપે છે. બુદ્ધિ અંતઃકરણ અહંકાર રૂપે છે. મન અંતઃકરણ એ ઉન્મુનિ રૂપે છે.

ભાવનાઓ દશ છે : અહમ્ ભાવના, તન ભાવના, વિસર્જન ભાવના, નિન્દ્રા ભાવના, અધતમ અચેત ભાવના, અચેતન ભાવના, ઉચાટ ભાવના, અભાવ ભાવના, મૌન ભાવના, અસમર્થ ભાવના.

પાંચ જાતિ : ફૂલ જાતિ, પનડી જાતિ, વેલી જાતિ, જળ જાતિ, વૃક્ષ જાતિ.

બ્રહ્મરંધ્ર એટલે મસ્તકમાં ભૃકુટિની ઉપરનો ભાગ.

આ શરીરમાં પાંચ દેહ છે : સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ, કારણ દેહ, મહા કારણ દેહ અને પરમ કારણ દેહ.

પાંચ જ્ઞાનેન્દ્રિય : આંક, કાન, નાક, જીભ, ત્વચા.
પાંચ કર્મેન્દ્રિય : હાથ, પગ, મુખ, ગુદા, ઉપસ્થ.
પાંચ મહાભૂતો : આકાશ, પવન, અગ્નિ, જળ, પૃથ્વી.
પાંચ મુકાતા પ્રાણ : અપાન, પાન, ઉદાન, વ્યાન, સમાન.
પાંચ લેવાતા પ્રાણ : નાગ, કુમ, કલકલ, દેવદત્ત, ધનંજય.

ષટ્ સંપત્તિ : શમ, દમ, ઉપરતિ, તિતિક્ષા, શ્રદ્ધા, સમાધાન.

ષટ્ રસ : (૧) મીઠો (૨) ખારો (૩) ખાટો (૪) તીખો (૫) કડવો (૬) તુરો

સાત ભૂમિકા : શુભ ઇચ્છા, સુવિચારણા, તનુ માષા, સત્ત્વાપતિ, અસમ શકિત, પદાર્થ ભાવના, તટસ્થ તુરી બ્રહ્મસંગી.

પાંચ અવસ્થા : જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુરિયા, ઉન્મુનિ.

પ્રખર જ્ઞાની તો એને જાણવો, જે રચે બ્રહ્મની પાર રાખે ભાર,
મહા અનુભવ અજવાળે પરબ્રહ્મ નિહાળે, જેમ મણિ પ્રકાશે જેમ નાથ.
કલેશો અને વિષયો જેના મનમાં વિરામે, ઉગે વિવેક વિજ્ઞાન,
ભ્રમણાઓ વડે દ્વૈત ડોકાય નહિ, હઠે નામ, રૂપ, અજ્ઞાન.
પાંચ દશ કરેલી પચીસને છોડી, જે ચિને છવીસમું દ્વાર,
જીવનમુકત જ્ઞાની સપ્ત ભૂમિકા ઓળંગે, બોલે બાવનની બહાર.
કૈવલ પારસમણિ જેને જડી નિરંતર હોય, તે માગે કોડી ન કયાંય,
જ્ઞાની ભયા તે જાણીએ, સુરતા વિદેહી હોય, પરમ તત્ત્વને ઓળખે, રહે નિરંતર સોય.

નવધા ભકિત : શ્રવણ, કીર્તન, સ્મરણ, પાદસેવન, અર્ચન, વંદન, દાસભાવ, સખાભાવ, આત્મનિર્ણય.

દશધા ભકિત પ્રેમલક્ષણા. જો તને લાધે તો રખે કોઈ જપ જપતો. હું નામ, જપ, તપ, યોગમાં આવતો નથી.

સાત દ્વીપ અને નવ ખંડ. સાત દ્વીપ એ પિંડમાં સાત ચક્ર, જેથી વચળા ગાળા ઉપર હેઠળનો ભાગ તે નવ ખંડ છે.

આત્મલક્ષ એટલે કે પોતાના હંગે થવું તે.

સૂક્ષ્મ વેદ બ્રહ્માનું પાંચમું મુખ છે. ચાર મુખ તે જીહ્વા, નેત્ર, કાન અને નાક.

ક્રોધને દયા દેખાતી નથી.
વહેમને વિનાશ દેખાતો નથી.
ઈર્ષાને હિસાબ દેખાતો નથી.
લોભને સંતોષ દેખાતો નથી.
ભાગ્યને સંજોગ દેખાતો નથી.
ઈચ્છાને અપમાન દેખાતું નથી.
ધનને મુશ્કેલી દેખાતી નથી.
ભીરુને ફતેહ દેખાતી નથી.
વહેમને વિશ્વાસ દેખાતો નથી.
જૂઠ્ઠાને શરમ દેખાતી નથી.
નાકને ઘરવ હોતો નથી.
બીકને તિરસ્કાર દેખાતો નથી.
આશાને નિરાશા દેખાતી નથી.
દુઃખને આનંદ દેખાતો નથી.
સત્તાને સંયમ દેખાતો નથી.
બુદ્ધિને હરખ નથી.
ત્યાગને લાલચ દેખાતી નથી.
ભૂખને પરીક્ષા દેખાતી નથી.
ભોગને કબૂલાત થતી નથી.
ગર્વને જ્ઞાન દેખાતું નથી.
ત્યાગને ખાર દેખાતો નથી.
સન્માનને કલંક દેખાતું નથી.
નાસ્તિકને શ્રદ્ધા દેખાતી નથી.
કાયરને ફતેહ દેખાતી નથી.
શૂરવીરને શત્રુ દેખાતો નથી.
મનુષ્યને શાંતિ દેખાતી નથી.

એદીને ઉદ્યોગ દેખાતો નથી.

ધન પલંગ ખરીદે, પરંતુ નિન્દ્રા નહિ ખરીદી શકે.
ધન પુસ્તક ખરીદે, પરંતુ બુદ્ધિ નહિ ખરીદી શકે.
ધન દવા ખરીદી શકે, પણ તંદુરસ્તી નહિ ખરીદી શકે.
ધન ખોરાક ખરીદી શકે. પણ ભૂખ નહિ ખરીદી શકે.
ધન સૌંદર્યનાં સાધન ખરીદે, પણ સૌંદર્ય નહિ ખરીદી શકે.
ધન સગવડ ખરીદે, પણ સંસ્કાર નહિ ખરીદી શકે.
ધન મકાન ખરીદે, પણ ઘર નહિ ખરીદી શકે.
ધન મનોરંજન ખરીદે, પણ ખુશાલી નહિ ખરીદી શકે.
ધન મંદિર ખરીદી શકે, પણ પ્રભુ નહિ ખરીદી શકે.

ગુરુ ગુરુ કર હી સકલ સંસારા, સોઈ ગુરુ હોય ભવભજનથી ન્યારા.

પ્રથમ ગુરુ કહીએ માતા પિતા, રદ બુંદકા દોનો દાતા,
દુસરા ગુરુ જન્મકી દાયી, ગર્ભવાસસે બહાર લાઈ,
તિસરા ગુરુ જેને ધરિયા નામા, લઈ નામા પુકાર જ ધામા,
ચોથા ગુરુ જેને વિદ્યા દેની, કુલ પરિવાર મયાજાદા દી,
પાંચમા ગુરુ જેને કંઠી બાંધી, સાહેબકા સુમરન કીના,
છઠ્ઠા ગુરુ જેને બ્રહ્મ ગઢ તોડ્યા, સબસે તોડી એક્સે બ્રહ્મ જોડ્યા,
સાતમા ગુરુ જેને સત્ય લખાયા, કહેત કુવેર કઈ બહાર ન આયા.

સિદ્ધ આસન કરો, દષ્ટિ નાકે ધરો, જાપ સોહંગ કરો, ભરમ ભાગે,
ખેચરી શુદ્ધ કર, હૃદય ધ્યાન ધર, અગોચરી નાદ અનહદ જાગે.

ઉન્મુનિ મુદ્રા કરો, કાલ કંટક હરો, અમર રહો કાલ નિયમ દૂર ભાગે,
મુલકો બંધ કર, પવનકો ઊલટ કર, ગગનમાં જાય જહાં જ્યોતિ જાગે.

દરસ કર જ્યોતસે, છૂટ ભવ રોગસે, મુક્તિ ચારો મળે દુઃખ ભાગે,
સાધન હે ગુરુકા, સાધન હે શુરુકા, માર્ગ હે ગુરુકા, મોહન કૃપા કરે, સુગમ લાગે.

સોહંગ જ્યાં સહેજ સુરતા ધરી રહો, આપકો ઓળખી રહો,
અચળ પદ ઓળખીને રહો, અભેદ નિશાન લગાવી રહો,
અનેક ધામોની ઈચ્છાઓ ત્યજીને કૈવલ ધામને અચંત રહો,
નવ સો અઠ્ઠાણું નાડી ત્યજીને સુષુમ્ણા સીડીએ સુખેથી રહો,
અનંત વિધિની ઉપાસના ત્યજીને ઉન્મુનિએ અમૃત પાનને ગ્રહણ કરો,
મોહન વચન તમે ઉરમાં ધરીને જીવનમુક્ત શિર સાથે રહો.

આ કાયા રૂપી નગર શ્વાસનું રખેવાળું છે. લેવાતો પ્રાણ તો દસ આંગળ છે અને મુકાતો પ્રાણ બાર આંગળ છે.

સ્મરણ સર્જનહાર, રે મન સ્મરણ સર્જનહાર,
આકાશથી જે રહે આગો, પતિ શકે કરી પાર,
હે પ્રભુ કર્તા સર્વનો, જ્યાં શમે છે ઓમકાર.

જેની ઈચ્છા વડે ઊપજે, બ્રહ્માંડ કોટિ અપાર.
ઈચ્છા વડે પોષે વળી, કરે રે સંહાર.
અનંત શક્તિ અપાર મહિમા, વેદ કરે ઉપચાર.

તત્ત્વમસિનો અર્થ જોતા, જડે તેહનો તાર,
આકાશમાં જેમ શબ્દ વ્યાપક, તેમ અક્ષર સાર,
અક્ષરમાં અક્ષરાતીત વ્યાપક, મોહનનો કિરતાર.

હંસની (અંશ) પરમ શોભાનું વર્ણન. અંશની દશા પ્રકાશમાં કોઈ જાતની ગતિ રહેતી નથી. તેને લીધે સદાસર્વદા હર્ષ પ્રશંસા અનુભવાય છે. વળી હંસ સ્થિતિમાં સદાય પરમાનંદ સ્વરૂપ સુખ સ્થિતિમાં જ બિરાજમાન રહે છે.

હંસનો દેહ અમાપ એટલે હંસ સર્વ સ્વરૂપનો વર્તમાનમાં રહે છે. એટલે જન્મમરણ રૂપ ઉપાધિથી રહિત હોય છે અને પોતાનું સત્ સ્વરૂપ સત્ય લોકમાં બિરાજતો હોય છે. આવાગમન ભયથી મુક્ત હોય છે અને મસ્તક ઉપર સુંદર મુકુટ શોભાયમાન હોય છે. હંસના સ્વરૂપની શોભા

ઉજ્જવળ અને મનોહર હોય છે, જાણે કે સૂર્યનો ઉદય થયો હોય.

હંસનો ભાલ પ્રદેશ નિષ્કલંક પૂર્ણિમાના ચંદ્ર સમાન પ્રકાશતો હોય છે. નેત્રો સૂર્ય સમાન પ્રકાશિત હોવા છતાં તેનો પ્રકાશ સૂર્ય જેવો પ્રચંડ ઉદ્વેગકારી નથી, પરંતુ અમીથી પૂર્ણ હોય છે.

હંસની જેના પર દૃષ્ટિ પડે તે સુખદ શાંતિ અને સંતોષ અનુભવે છે. નાસિકા અને શ્રવણ, કાન રૂચિ એટલે વારંવાર દર્શનની રૂચિ ઉત્પન્ન કરનારા હોય છે. મુખારવિન્દ વીજળી સમાન ચમકતું હોય છે, પરંતુ જોનારને આંજી નાખવાની તેની કાન્તિ હોતી નથી. હંસના મુખની કાન્તિનો પ્રકાશ અચળ હોય છે. હોઠો ઘણા સુંદર અને લઘુ સ્વરૂપવાળા હોય છે. વિશાળ ભુજાઓ મનવુર મણીઓની શોભાયમાન અને સુંદર તથા આંગળીઓના નખોની કાન્તિ જાણે નાના ચંદ્ર સમાન શોભાયમાન હોય છે. કંઈ પણ શોભા અત્યંત સુંદર હોય છે. હંસનું વક્ષસ્થળ અત્યંત કોમળ અને પ્રકાશમય હોય છે. નાભિ, કટી, કંઠ અને જાંઘ પણ અત્યંત શોભાયમાન હોય છે.

હંસના સ્વરૂપનો વિસ્તાર અતિ ઘણો છે પરંતુ તમને સંક્ષેપમાં કહ્યું છે. એ અનુભવ વિચાર દ્વારા ગમ્ય એટલે કે જાણી શકાય છે અને એ આશ્ચર્યકારક બીના છે. પરંતુ જે શુદ્ધ હૃદયવાળા અને નિર્મળ મનવાળા વિવેકીજનો છે તેઓને તે પ્રાપ્ત થાય છે.

તમે મારા સાર શબ્દમાં વિશ્વાસ ધારણ કરી આનો વિચાર કરો, અનુભવ કરો. એ જ હંસનું સ્વરૂપ સર્વે પ્રકારની શોભાઓનો મહાસમુદ્ર છે. એ બધી શોભા નેહ અક્ષર સત્પુરુષ પરમાત્માના સતનામ પ્રાપ્તિમાંથી સંભવે છે. જેના કમલ તેજોમય પ્રકાશ ટૂંકમાં બિરાજમાન છે. અવર્ણનીય સુગંધથી શોભાયમાન, તે પુષ્પદ્વીપ જળ વગર બિરાજમાન છે. તેમાં રહેલું પ્રકાશમય કમલ એટલું બધું સૂક્ષ્માતિસૂક્ષ્મ સ્વરૂપનું છે કે જેને રાયની બરાબરની પણ ઉપમા આપી શકાય તેમ નથી. વળી એની પાંખડીઓના સ્વરૂપની તુલના કદી પણ શક્ય નથી, કારણ કે તે પણ સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. અર્ધરાય પણ તેની

બરાબરી કરી શકે તેમ નથી. તેમ જ બીજું એવું કમલ નથી કે જેણે ઉપમા આપી શકાય. એ કમલ એક અને અદ્વિતીય છે.

નેહ અક્ષર, સાર શબ્દ સ્વરૂપ સત્પુરુષ પરમાત્મા સ્વયમ્ પોતે ગુણ રહિત વર્તમાન છે. એટલે તેમના ગુણોનું વર્ણન કઈ રીતે થઈ શકે અને કોણ કરી શકે? તે તો સ્વયમ્ નેહ અક્ષર એટલે બાવન અક્ષરોથી પર છે, એટલે બાવન અક્ષર દ્વારા તેમનો પરિચય કેવી રીતે આપી શકાય? વળી તેઓ અક્ષર અને અક્ષરથી પર નેહ અક્ષર સ્વરૂપે હોઈ, કેવળ ભાવના અને અનુભવ દ્વારા જાણી શકાય તેમ છે. અગમ એટલે મન, વાણીની પહોંચની બહાર તેમ જ અગોચર એટલે જ્ઞાનેન્દ્રિયોની પહોંચથી પર છે, એટલે શાસ્ત્રજ્ઞાન દ્વારા કેમ કરીને જાણી શકાય ? એ કેવળ સ્વાનુભવગમ્ય હોવાથી સાચા સદ્‌ગુરુની પ્રાપ્તિ સિવાય જાણી શકાય તેમ નથી. કેવળ ગુરુગમ, ગુરુદષ્ટિ, વિવેકદષ્ટિથી જ એ સ્વરૂપ અનુભવી શકાય છે.

જોકે મચ્છર ઊડે તો છે પરંતુ તે શું સ્વર્ગનું ઉલ્લંઘન કરી શકે? પાડો નદીમાં કે તળાવમાં તરે છે, પરંતુ શું તે મહાસાગર ઓળંગી શકે ખરો? દેડકો કૂદે છે, પરંતુ તે મેરુ પર્વતને કેવી રીતે પ્રાપ્ત કરી શકે? એ તો મહત્ એટલે હંસનું કામ છે. ભલેને નાનું બાળક હોય, તે પણ મેરુ પર્વત ઉપર જઈ શકે છે.

વિષ્ણુ, ગણપતિ, મહાદેવ, શેષનાગ, બ્રહ્મા, ગ્રહપતિ, જીવ અને સરસ્વતી તથા વેદાદિ શાસ્ત્રો પણ પરમપદનો પાર પામી શક્યા નથી અને ખોળતા ખોળતા એ બધા થાકીને હારી બેઠા છે.

જેમ કોઈ રાજા મોટી નદી પર પુલ બંધાવે છે તો તેના પર નાનામાં નાની કીડી પણ વગર પરિશ્રમે નદી પાર થઈ જાય, તેમ જ વિવેકી હંસજનો પોતાના મન રૂપ દર્પણમાં સત્ગુરુના ચરણકમલની રજને ધારણ કરે છે. તેઓના અંતરમાં ગુણ રહિત એવા આદિ સત્ગુરુ પરમાત્માનો અપાર પ્રભાવ મહિમા કે જેનો કોઈ પાર પામી શકે તેમ નથી તે પ્રગટ થાય છે અથવા

ગુરુમુખી હંસજનોનાં નિર્મળ હૃદયમાં સદ્‌ગુરુનો અપાર મહિમા ઉદ્‌ભીત થાય છે.

મૂળ શબ્દના ઉચ્ચારણથી પ્રથમ સ્વાતિ સુરતિ ઉત્પન્ન થઈ, બીજી સહજ સુરતિ થઈ, ત્રીજી સિંધુ સુરતિ થઈ, ચોથી સમરણ સુરતિ થઈ, પાંચમી અંકુર સુરતિ થઈ, છઠ્ઠી દયાકર સુરતિ થઈ અને સાતમી સુરેલા સુરતિ થઈ. તે પ્રમાણે પ્રથમ રનમાં સાત સુરતિ થઈ. આ સાતે સુરતિઓ સુંદર શોભાયમાન તથા સર્વેને આનંદ મંગલ કરનારી છે.

સ્વાતિ નામની સુરતિ પવિત્ર જીવન રૂપ પેદા થઈ. ચોમાસામાં આસો માસમાં સ્વાતિ નામના નક્ષત્રમાં પડતા વર્ષાનું બુંદ છીપ ગ્રહણ કરે છે, તેથી મોતી ઉત્પન્ન થાય છે, તેમ શરીર રૂપી છીપ સ્વાતિ સુરતિ ગ્રહણ કરે તો મુક્તિને પ્રાપ્ત થાય.

બીજી સહજ સુરતિ જેણે ગ્રહણ કર્યાથી જીવનમાં સરળતા આવે છે અને મનમાં રહેલા કામ, ક્રોધ, મોહ અને લોભ વગેરેનો નાશ થાય છે.

ત્રીજી સિંધુ સુરતિ માણસમાં સરળતા આવવાથી સમુદ્રની માફક અગાધ બને છે. જેમ સમુદ્રની માફક ધીર ગંભીર થવાય ત્યાં ઉચાટ અને ઉગ્રતાનો અંત આવે છે.

ચોથી સ્વયં સુરતિ. માણસ જ્યારે શાંત બને છે, ત્યારે બધાને સાંભળે છે. મહાત્માઓ બધાને શાંતિથી સાંભળે છે જેથી તેના અંતઃકરણની વાત બહાર આવે છે અને ઉપાય બતાવી શકાય છે. યોગ્યતા બતાવી શકાય છે.

પાંચમી અંકુર સુરતિ. અંકુર સ્ફુરણાઓ રૂપે છે. અંધારામાં કશું જ દેખાતું નથી, પણ દિવાનો પ્રકાશ થતાં બધું જ દેખાય છે, તેમ મન શુદ્ધ હોય તો બધું જ દેખાય.

છઠ્ઠી દયાકર સુરતિ. આ મનમાં સ્ફુરણાઓ પેદા થાય છે અને

તેનાથી પ્રાણી માત્ર પર દયા થાય, કારણ કે તેમાં પોતાનું આત્મ રૂપ બીજામાં દેખતો થાય છે. તે સુદયા દયાકર સુરતિમાં જ થાય છે.

સાતમી સુરેલા સુરતિ. સુંદર ઉત્તમ આચરણથી કોઈને કંઈ તકલીફ ન આવે અને વ્યવહાર ચલાવે તેનું નામ સુરેલા સુરતિ.

આ પ્રમાણે સર્વ સુરતિઓથી દિવ્ય દૃષ્ટિ પેદા થવાથી બીજા ભાવો દબાય છે. પણ આ બધું શબ્દોના શબ્દથી પ્રાપ્ત થાય છે. માટે શબ્દને જ ધ્યાનથી સાંભળી ગ્રહણ કરી પચાવવો જોઈએ. શબ્દ એ જ સાચું ધન છે.

કોલેજોમાં પણ શબ્દ જ્ઞાન અપાય છે તેનાથી જુદા જુદા ડોક્ટરો અને વકીલો જેવાને પદ પ્રાપ્ત થાય છે. સંસારમાં પણ બધું શબ્દયુક્ત જ્ઞાન જ છે. એમ જે શબ્દ પારખે તે જ મહાન થાય છે. કરજદાર જેમ ધીમે ધીમે કરજમાંથી મુક્ત થાય છે તેમ શાંતિથી શબ્દનું મનન કરવાથી જ મુક્ત થવાય છે. પણ આપણે તો કશું છોડતા નથી પછી શબ્દની અસર ક્યાંથી થાય ? અમુક્તિનું કારણ પણ એ જ છે.

સાબુને લાવીને કપડામાં બાંધી જળ સાથે મેળવી દઈએ અને ધોઈએ નહિ તો કપડાં ઊજળાં ન થાય તેમાં સાબુનો શો વાંક? તેમ શબ્દનો ઉપયોગ ન કરીએ તો મનમેલ ધોવાય ક્યાંથી ?

એક અવગુણ વ્યસન છૂટશે તો બીજું છૂટશે. એમ ક્રમે ક્રમે મુક્ત થવાશે. આમ દિવ્ય દૃષ્ટિઓથી કુવિચાર દૂર થાય છે. તેનો પ્રભાવ નખશિખ ફેલાય છે. મનુષ્યે સહજ સ્થિતિમાં જ રહેવું જોઈએ. ગુણ ઘણ પ્રાપ્ત થવાથી દેખાવનું અભિમાન ન કરવું. તેને ઓળખનાર તો ઓળખે છે, માટે કાયમ સહજતામાં રહેવું.

જેમ સમુદ્રમાં અસંખ્ય નદીઓ એકઠી થાય છે છતાં સમુદ્ર મર્યાદા છોડતો નથી અને ધીરગંભીર રહે છે તેથી જ પ્રતિષ્ઠિત છે, તે પ્રમાણે આત્મા સમુદ્ર સમાન છે તે કામનાઓના ઊલટસૂલટ પ્રવાહથી ગભરાતો નથી.

કહેવા કરતાં સાંભળવું ઘણું જ સારું છે કારણ કે તેમાંથી માખણ જેવું તૈયાર જ્ઞાન મળે છે. તે સાંભળી સ્થિર રહેવું, જેથી તેનાથી નવું જ્ઞાન પેદા થાય છે તેને અંકુર કહે છે. તેનું આચમન કરવું.

સાહેબ કેરી સાહેબી, સબ ઘટ રહી સમાય,
જે મેદીકે ભાતમે, લાલી લખી ન જાય.

જેમ મહેંદીમાં લાલી દેખાતી નથી, પરંતુ જ્યારે તેને વાટીએ ત્યારે જ દેખાય છે તેમ એકનો અવુભવ થાય તો બીજાનો પણ થાય.

આ સાત દિવ્ય વૃત્તિઓને જીવનમાં સ્થાન આપો. આ પ્રમાણે જેને શબ્દનો સત્સંગ કરતા સાત સુરતિ પ્રગટ થઈ, તેની ભ્રાંતિ દૂર થાય છે.

સાધકને શુદ્ધિ પેદા થાય તો દિવ્ય વૃત્તિ પ્રાપ્ત કરી સ્થિર ક્રિયામાં બિરાજે છે. અજ્ઞાન દશા છોડી, ગાંધારીનું સ્વરૂપ જતાં, જ્ઞાનીનું સ્વરૂપ પ્રાપ્ત થાય છે.

સાગરની છીપ સાગરનું ખારું પાણી લેતી નથી, કારણ કે તેથી મોતી બની શકે નહિ, માટે સ્વાતિ નક્ષત્રમાં પડતાં વર્ષાના બુંદને ગ્રહણ કરે છે અને તેને માછલી સ્પર્શ કરે ત્યારે જ મોતી બને છે. તે બુંદ જડ રૂપ હતું ત્યાં સુધી આવજા કરતું હતું. પરંતુ તે ઘન થતાં, સ્થિર થતાં, આવાગમનથી રહિત થયું. તેના જેવી આપણી દશા છે. સંતોના વાણી દ્વારા પ્રદર્શિત થતા જ્ઞાનને ધારણ કરવાથી મુક્ત દશાને પ્રાપ્ત થવાય છે. પરંતુ આપણે તો ખારા સમુદ્રમાં રહી ખારું પાણી જ પીએ છીએ. સંસારનું રાગદ્વેષવાળું જ્ઞાન જ લઈએ છીએ. કટુ વચનો, ગાળ વગેરેને ધારણ કરીએ છીએ. જેથી મુક્ત થતાં નથી.

રાગદ્વેષ રહિત બની, મીઠી વાણી બોલવી અને દિવ્ય જ્ઞાનનું સેવન કરવું. જેથી મુક્તિનો માર્ગ મળે. મહાપુરુષોના સત્સંગમાં બોધ મળે છે જે વાણી, મન અને શરીરને સુધારે છે.

વાણીમાં જૂઠું વચન, કટુ વચન, બહુ બોલવું અને નિંદા એ ચાર દોષ રહેલા છે. માટે તેનાથી પર રહેવા પ્રયત્ન કરવો. સાચું ન બોલો તો કંઈ નહિ પણ મીઠું તો બોલો જ. તેથી રગડા ઝગડાથી મુક્ત થવાશે. મીઠું બોલવું જરૂરી છે, તેનાથી પવિત્ર નિખાલસ થવાય છે. પરંતુ આપણે તો મંદિર પૂરતું જ મીઠું બોલીએ છીએ. મધુર અને કઠોર વચનમાં ભેદ સમજીને મધુર વચન બોલતાં શીખો. સામટું ન છોડાય તો કંઈ નહિ પણ ક્રમે ક્રમે છોડવા પ્રયત્ન કરવો જોઈએ. સ્વાતિમાં રહી પરમ પુરુષને પ્રાપ્ત કરવા પ્રયત્ન કરો. સ્વાતિથી મધુર મીઠા થઈ ગયા એટલે અભિમાની ન થતાં સહજ સ્થિતિમાં રહેવું જોઈએ.

સત્સંગમાં જ જ્ઞાન સાંભળવા મળે છે, માટે નિત્ય નિરંતર સત્સંગનું સેવન કરવું, જેથી વિવેકપ્રાપ્તિ થાય છે. આપણે શું ગ્રહણ કરવા જેવું છે અને શું છોડવા જેવું છે તેનો વિચાર જાતે જ કરવાનો છે.

તમો ગુણ, રજો ગુણ અને સત્ત્વ ગુણ વધારનારો ઉપદેશ એ કંઈ ઉપદેશ નથી. જે ઉપદેશ પરમ ગુરુના ધામમાં પહોંચાડે તે જ ઉપદેશ સાચો છે.

આપણું મન જ્યાં વસ્તુ ન હોય ત્યાં દોડાદોડ કરી રહ્યું છે. તેમ કરવાથી વસ્તુ પ્રાપ્ત થતી નથી. તેને મેળવનારું જ્ઞાન તો મહાપુરુષોના સત્સંગથી જ થાય છે. ત્યાં મન સ્થિર થાય છે. મન સ્થિર થતાં દરેક વસ્તુનું જ્ઞાન પેદા થવા માંડે છે અને હૃદયમાં સ્ફુરણા પેદા થાય છે. તે જ ક્ષણે ભ્રાંતિ, શંકા વગેરેનો અંત આવે છે.

કોઈ પણ મનુષ્યને સંસારમાંથી બચાવવો તે શ્રેષ્ઠ દયા છે, તે પ્રમાણે કીચડમાંથી ગાયને કાઢવી તે પણ દયા છે. આવી રીતે અજ્ઞાનીને રાગદ્વેષથી મુક્ત કરી આત્મદર્શન કરાવવું તે પણ દયા છે. એ જ સુદયા સુરતિ છે. સુદયા સુરતિ ધારણ કરવાથી શુદ્ધ થવાય છે.

મહાત્માઓ ચારે દિશામાં ભ્રમણ કરે છે, તેનો મુખ્ય હેતુ અજ્ઞાની જીવોને જાગ્રત કરી પ્રભુભક્તિમાં લીન કરવાનો છે. તેમના સંપર્કમાં આવેલા જીવોનું આચરણ મહાપુરુષોના જેવું શુદ્ધ અને નિર્મળ થાય છે, તેને સુરેલા

સુરતિ કહે છે.

સાધુ એસા ચાહિયે, દુઃખે દુખાવે નહિ,
પાન ફૂલ તોડે નહિ, રહે બગીચા માંહિ.

જેમ પાન કે ફૂલ તોડવાથી બગીચો છિન્નભિન્ન થઈ જાય છે, તેમ સંસાર રૂપી બગીચામાં રહી સારી વસ્તુ બગાડી નાખવાથી સંસાર છિન્નભિન્ન થઈ જાય છે. ઘણા સજ્જનો બગીચામાં પણ માળીના આપ્યા સિવાય કોઈ પણ વસ્તુને અડકતા નથી.

આ પ્રમાણે સાતે સુરતિનો મર્મ સમજી સાધક જીવનમાં ઉતારવા પ્રયત્ન કરે તો તે સહેલાઈથી પરમ પુરુષના શરણમાં જઈ શકે છે.

સંસારનાં બધાં જ વ્યસનો દુઃખ રૂપી છે તે તમામનો ત્યાગ કરી સદ્‌ગુરુના શબ્દોને ગ્રહણ કરી, ખામીઓ દૂર કરી; પ્રપંચ, વેર, ઝેર, કટુ વચન, શારીરિક દોષોથી મુક્ત થઈ આપણું મન સદ્‌ભાવમાં કેન્દ્રિત થઈ જાય છે.

આપણી સુરતિ સિંધુ જેવી છે. તેને ધારણ કરીએ તો કાળની જંજાળ રહેતી નથી અને નિત્ય નિરંતર શબ્દ સાથે અનુસંધાન રહે છે. શબ્દ એ કલ્પતરૂ સમાન છે. એની પાસે તમે જે માગો તે મળે, પરંતુ તે પહેલાં તેનું સ્મરણ કરવું ઘણું જ જરૂરી છે, કારણ કે હીરા જેવી વસ્તુ ખરીદી શકાય છે, પરંતુ શબ્દ ખરીદી શકાતો નથી. સાર શબ્દને તો ગ્રહણ કરવો પડે છે.

શબ્દ વિના સુરતિ આંધળી, કહો કહા કો જાય,
વાર ન પાવે શબ્દ કો, ફિર ફિર ભટકા ખાય.

લાખ કોષ પર ગુરુ વષે, બીજે સુરતિ પખાય,
શબ્દ તુરિ અસ્વાર હે, તિન આવે તિન જાય.

સાત પાંખડીવાળા કમલમાં શબ્દ ઘોર, ગંભીર અને મધુર ગર્જના કરતો અત્યંત શોભાયમાન થઈ રહ્યો હતો અને તેમાંથી મધુર મૃદુ સાર શબ્દની ધારા ફૂટેલી હતી. આ બાબતમાં તમને કોઈ આશંકા હોય તો બધી

દૂર કરી નાખો કારણ કે સ્વર્ગ, મૃત્યુ, પાતાળ એ ત્રણે લોકમાં જેટલા સૂર્ય, ચંદ્ર, તારાઓ બધાને એકત્ર કરીએ તો પણ એ કમલના પ્રકાશમાં અસંખ્ય ભાગોમાંના એક ભાગ સરખા પણ તે બધા થઈ શકતા નથી, તો પછી બીજી કોની ઉપમા તે પ્રકાશને આપી શકાય તેમ છે? અર્થાત્ તે કમલના પ્રકાશની તુલના કરી શકે તેવો બીજો કોઈ પ્રકાશ વિદ્યમાન નથી. અલૌકિક, અદ્વિતીય અને અનુપમ પ્રકાશ છે. તે પરમ તત્ત્વનો પ્રકાશ તે પણ પ્રગટ છે. આ બાબતમાં તમે અશ્રદ્ધા અને અવિશ્વાસ ન લાવશો, કારણ કે સતગુરુના શબ્દ પ્રદેશ દ્વારા પરમ તત્ત્વ સંબંધી જ્યારે સાંભળવામાં આવે છે ત્યારે એ કંઈ ગુપ્ત સ્વરૂપે જણાય છે. ગ્રંથોમાં એના સ્વરૂપ વર્ણન છે, પરંતુ શબ્દ સુરતિ યોગ ધ્યાન દ્વારા એ પરમ તત્ત્વનો સ્વાનુભવ કરવામાં આવે છે, ત્યારે તે પ્રગટ સ્વરૂપે જણાય છે.

વળી જ્યારે સમયના પ્રભાવે કરી સત્ય રૂપની પ્રાપ્તિ થાય છે, ત્યારે તો તે પ્રત્યક્ષ જ થાય છે. પરંતુ અત્યારે જે પરમ તત્ત્વનો અનુભવ વિવેક વિચાર દ્વારા થઈ શકે તેમ છે એ નેહ અક્ષર સતગુરુ પરમાત્મા બિરાજમાન છે, તે અત્યંત પ્રકાશમાન છે. વળી તે અવિગત એટલે અવિનાશી અને પવિત્ર કરનારો છે. તેના પ્રભાવનું વર્ણન કોણ કરી શકે તેમ છે, કારણ કે અત્યંત સોહામણો દ્વીપ છે, પુષ્પ દ્વીપ અવર્ણનીય શોભાનું ધામ છે.

તે પુષ્પ દ્વીપ અનુપમ હીરા અને રત્નો, મુક્તા, માણેકો તથા તારાઓ એ બધાના તે સ્થિર સમૂહના પ્રકાશને ભેગા કરી, જે શોભાનો પ્રકાશ થાય તેથી પણ અધિક શોભાની ખાણ રૂપ છે. વળી પુષ્પ દ્વીપમાં બીજા ઇઠ્યાસી હજાર દ્વીપો શોભાયમાન છે તેની અતુલ્ય અલૌકિક શોભા વળી મુક્તિના દ્વાર રૂપે છે.

હંસો સત્ પુરુષોમાં ચરણ રૂપી કાયા દ્વીપમાં સદાય બિરાજમાન રહે છે. તે અત્યંત વિશાળ છે અને સર્વ શોભાસંપન્ન છે. સતપુરુષને પ્રાપ્ત કરનારા સુંદર અને પાવન માર્ગો સતગુરુએ વર્ણવેલા છે. તે માર્ગોનો મહિમા

અપાર છે.

કાળપુરુષ આ માર્ગોને જાણતો નથી તેથી હાર માની હંસો આગળ શરમિંદો બની જાય છે. હંસો આગળ તેનું બળ ચાલતું નથી. તમે જન્મમરણ સંશય દૂર કરી નાખો. ગુરુ દ્વારા પ્રાપ્ત થયેલા સાર શબ્દમાં વિશ્વાસ ધારણ કરી અક્ષય, અવિનાશી સત્પુરુષને પ્રાપ્ત થાવ.

શ્રુતિઓ, વચનો અને પ્રાર્થના વગેરેથી તે આદિ સત્પુરુષની ઓળખાણ આપવી અસંભવ છે. તે તો સ્વાનુભવ દ્વારા અનુભવો થાય ત્યારે જ મનમાં વિશ્વાસ થશે. ત્યારે તમે તેનું કથન કરી શકશો નહિ. જેવી રીતે મૂંગો માણસ સુધામૃતનું પાન કરે પણ તેનો સ્વાદ કહી શકતો નથી. જેને સ્વરૂપનો અવુભવ થયો છે તે તેનું કથન કરી શકતો નથી.

કોઈ સંત નેત્ર, નાસિકા, શ્રવણ અને મુખ્ય ચાર ઈન્દ્રિયોને ભૃકુટિમાં સ્થિર કરી, નિર્મળ અંતઃકરણથી ધારણ નહિ કરે તે આગળ વધી શકે નહિ. માટે જેમ બને તેમ ઓછું બોલી, ચાડીચુગલી બંધ કરી, વાણીને સત્સંગ તરફ વાળવી જોઈએ. આપણને તો દૂર દૂર જવાનું, સાંભળવાનું અને સ્વાદ લેવાનું બહુ ગમે છે તેથી જ અધોગતિના પંથે ધપીએ છીએ.

બધું જ છોડી નાસિકાના અગ્ર ભાગે અથવા ભૃકુટિમાં આ ચારે સ્થિર થાય તો તે નિર્મળ, પવિત્ર થઈ અંદરના અનહદનું ભાન કરાવશે. જેટલા સૂક્ષ્મ થશો તેટલો વધુ અંદર સંભળાશે, નેત્રોમાં દિવ્ય દૃષ્ટિઓ જોવાશે, રસાસ્વાદનો અનુભવ થશે. વાણીમાં દિવ્ય નાદનો અનુભવ થશે, અખંડ આનંદ મળી રહેશે અને આત્મસ્વરૂપ સાથે એકરસ થવાની પ્રેરણા મળશે. ભૂચર ભ્રમણાનો નાશ થશે. માયા ભ્રષ્ટ થશે. દિવ્યતાનો આનંદ ઉપલબ્ધ થશે.

આ બધું ગુરુગમના માર્ગ વિના અશક્ય છે માટે ગુરુના સાન્નિધ્યમાં રહી ગુરુએ ચીંધેલા માર્ગમાં સ્થિર થવું. શરૂઆતમાં કંટાળો આવશે. બાળકની માફક અભ્યાસની આતુરતા રાખશો, ત્યારે આપમેળે તેમાં લીન થવાની ઉર્મિઓ જાગશે

અને બધું જ પ્રત્યક્ષ થશે. શબ્દ વિના સાચું જ્ઞાન થતું નથી. તેના વિના સુરતિમાં પણ અંધારું જ હોય છે.

ગુરુ શિષ્ય એકબીજાથી લાખો ગાઉ દૂર હોય છે પરંતુ ખરેખર જોતાં ગુરુલક્ષમાં જ નિવાસ કરતા હોય છે. તેની બહાર જતા જ નથી. માટે લક્ષમાં સુરતિ લગાવો અને શબ્દ રૂપી ઘોડા પર સવાર થઈ ગુરુનાં દર્શન કરો. ગુરુ લક્ષમાં સમાશે ત્યારે મનમાયાનું દુઃખ રહેશે નહિ અને કામ, ક્રોધ નાશ પામશે.

જ્યારે સુરતિ શબ્દ રૂપ થાય છે, ત્યારે તેનો ઉજાશ થાય છે અને દુઃખ પેદા કરનાર બધા જ વ્યવહાર દૂર થાય છે. સંત સાધુ આ સંસારમાં ન હોય તો આખો સંસાર અનેક પ્રકારની અગ્નિમાં બળતો જણાશે કારણ કે સંતોના સાચા ઉપદેશને લીધે જ સંસારમાં સાચી શાંતિ છે.

## ભાગ ૪

પરમ તત્ત્વ એ તો અનુભવ કરી સમજવાની વસ્તુ છે, માટે સાચા સાધુ સંતોને પસંદ કરી હૃદયમાં ધારણ કરો. જ્ઞાનીઓ હંમેશાં જીવનું કલ્યાણ ચાહતા હોય છે. એથી એમના ઉપર અવિશ્વાસ કરો નહિ.

ચકમક અને પથ્થર સાથે રહે છે, પરંતુ ઠોકર વિના તણખો થતો નથી. તેલ ન હોય તો દિવેટ અને કોડિયાનો કોઈ અર્થ નથી, તેલ અને કોડિયું હોય પરંતુ દિવેટ ન હોય તો તેનો કોઈ અર્થ નથી.

ગુરુ જ્ઞાન રૂપી ચિનગારી મૂકે છે. તેમાંથી અગ્નિ પ્રાપ્ત કરવો એ શિષ્યના હાથમાં છે. શિષ્યે ચિનગારીને દિવ્ય રૂપમાં રૂપાંતર કરી અજવાળું કરવાનું છે. આ સંસારમાં શબ્દની જાળ પ્રસરેલી છે. તેને શબ્દ જ કાપી શકે.

જેમ સ્ટીલ એ શ્રેષ્ઠ લોખંડ છે, તેને બીજી ધાતુથી કપાતું નથી, પરંતુ સ્ટીલ વડે જ કાપી શકાય છે. તેવી જ રીતે સાર શબ્દ શ્રેષ્ઠ છે તે માયા બાબતના બધા શબ્દોને કાપી નાખે છે. આ પ્રમાણે સાધન કરવાથી વસ્તુતા પ્રાપ્ત થાય છે.

સાધકો જાગતા હોય ત્યારે ઊંઘતા જ હોય છે અને ઊંઘે ત્યારે જાગતા જ હોય છે, કારણ કે તે સદાય ધ્યાનમાં હોય છે અને ઊંઘમાં પણ તન્મય હોય છે. જે સુરતિ શબ્દ સાથે ધ્યાનમાં જોડાય છે તેને થાક જ નથી લાગતો. તેનું ભજન અખંડ ચાલતું જ રહે છે અને તાર તૂટતો નથી.

કોણ એવો છે કે જે વાણી દ્વારા વર્ણન કરી શકે ? માટે બ્રાહ્ય વૃત્તિઓને સમેટી અંતરવૃત્તિથી સ્મરણ કરતાં રહેવું જોઈએ. સાર શબ્દ સ્મરણમાં સુરતિને તન્મય કરી અંતરમુખ બનવું. મુક્તિ શબ્દ ઉચ્ચારવાની જરૂર નથી. બહારનાં નેત્રો બંધ કરી અંદરનાં નેત્રો ખુલ્લાં કરવાની જરૂર છે.

જો સુરતિ પદાર્થમાં અટકી જાય તો આગળ વધી શકતી નથી. પરંતુ નેત્ર સમીપ કેન્દ્રિત કરવામાં આવે તો ગમે તેવા પદાર્થને તોડી ખેદાન મેદાન કરે છે.

સાત દ્વીપ અને નવ ખંડ એટલે સપ્ત સુરતિ અને પાંચ કોષ તથા ચાર અંતઃકરણ, એ બધાને અલગ કરી ખરા નિજ સ્વરૂપનું દર્શન કરાવે છે. જે સત્પુરુષ આ સ્થિતિને પ્રાપ્ત કરે છે તે નિજ દેશમાં પાણી વિના તરંગો, પર્વત ન હોવા છતાં પર્વત જુએ છે. કલાધારી સુંદર મયુરોના દેખાવની ધાસ્તી સાંભળે છે. સૂક્ષ્મ ચિત્રો જોવામાં આવે છે. માનવો નૃત્ય કરતા હોય છે, પણ પગ હોતા નથી. આવી આવી સુંદર ક્રિયાઓ જોવામાં આવે છે.

તેજોમય સ્વરૂપમાં એ બધી ભાવનાઓ, ક્રિયાઓ અને શોભાઓ હંસના નિજ રૂપમાં અનુભવાતી હોય છે. હાથ વગર પખાવત, મૃદંગ સિવાય મૃદંગ ધ્વનિ, અગ્નિ સિવાય નાના પ્રકારના દીપકો પ્રકાશતા જણાય છે. કર્ણ સિવાય વિવિધ પ્રકારના રાગરાગિણીના શબ્દો સાંભળવામાં આવે છે. તેજસ્વી હીરા માણેક મણીઓની શોભા અનુભવાય છે. એ શોભા અને રચના આગળ આ જગતની શોભા અને રચના રજકણ જેવી તુચ્છ છે. એ સ્વરૂપનો પ્રભાવ મહિમા ગુપ્ત અને અત્યંત પ્રકાશમાન છે. સુગંધ અને સુવાસની શોભા પણ અપરંપાર છે.

તે અખંડ અને અપાર છે, હંસજનો એમાં નિર્વિઘ્ને પરમ સુખાનંદ અનુભવતા હોય છે. તે લોક અનાદિ છે એટલે તેનું વર્ણન થઈ શકે તેમ નથી. વળી દિવસ કે રાત્રિ નથી કે જેની આદિ ગણતરી થઈ શકે. એ તો સદા સૂર્યની માફક પ્રકાશતો હોય છે. તે વીજળી સંસારમાં ચમકે છે પણ તે ક્ષણ માત્ર હોય છે. પરંતુ જે લોકમાં અખંડ પ્રકાશ અનુભવાય છે, તેવું અખંડ સ્વરૂપ સાધકને લાગે છે. આ તો અગમ અકથ્ય કહાણી રૂપ છે.

મનના મનોરથ છોડી દે, કારણ કે તેની પાછળ આત્મબળ નથી. તે પાણીને મંથન કરી ઘી કાઢવા જેવું અસંભવ છે.

જો તારામાં વિકાર નથી તો તું નિર્ભય છું પણ જો તું વિકારી છું તો ભયભીત છું. જો તું નિર્વિકારી છે તો નિર્ભય શું શોધે છે ? તું પોતે નિર્ભય છે.

માટે નિર્વિકારી બનો. એ સમદૃષ્ટિ સદ્‌ગુરુ દરેકને ભેખ વિના આપે છે.

શબ્દમાંથી સુરતિ ધારા રૂપે પ્રગટ થઈ છે, જેથી અધોમુખ થઈ જાય છે અને સંસારમાં ફસાયેલી રહે છે. પણ જો ઊર્ધ્વમુખી બને તો કામ, ક્રોધ, લોભ ઉદ્‌ભવતા જ નથી અને ઊર્ધ્વમુખી બની દિવ્ય બને છે ત્યારે અગમ ભાવને પ્રાપ્ત થાય છે. મૂળ શબ્દને પ્રાપ્ત થઈ મૂળ કેન્દ્રમાં ભળી જાય છે, માટે વિચારપૂર્વક સુરતિની ભાવના ઉચ્ચ બનાવવી જોઈએ. ઊલટી કરવા કોશિશ કરી પણ સંસારની ગતિ તો કંઈક ન્યારી છે. એ ઘેટાના ટોળાની માફક નીચે જોઈને દોડે છે. એક જો ખાડામાં પડે તો બધા જ પડે છે. આ ગાડરિયા પ્રવાહ જેવી સંસારની સ્થિતિ છે.

શબ્દ વગર સુરતિ ગોથાં ખાય છે અને પાછી વળે છે, પરંતુ જો તેને શબ્દ મળી જાય તો તેમાં ભળી જાય છે. શબ્દ પોતાની શક્તિથી તેને પોતાની તરફ ખેંચે છે. અજ્ઞાનમાં ફસાયેલી સુરતિને શબ્દનો પ્રકાશ જે તરફથી આવે તે તરફ લઈ જવા પ્રયત્ન કરો.

મૂળ શબ્દને લક્ષમાં રાખી પ્રાણના માર્ગે ધ્યાન કરશો તો શૂન્યમાં જઈ ધ્યાનમાં અવલોકન કરી શકાશે. પ્રાણ એ (લપસણી) દોરડી છે, તેને પકડીને ધ્યાન દ્વારા ચડવાનું છે. હઠયોગ, પ્રાણાયામ દ્વારા જવાતું નથી. ધ્યાનથી આગળ વધશો તો અજર અમર પદમાં નિવાસ કરશો અને ત્યારે જ મનથી નિવૃત્ત થશો.

દિવસમાં હજારો સંકલ્પો વિકલ્પો પેદા થાય છે અને વારંવાર તેનો નાશ થાય છે. આવું કોણે ગમે ? દિવસમાં સો વાર જન્મે અને સો વાર મરે. સો સો વાર કહ્યા છતાં મનુષ્ય પોતાની ભાવના છોડતો નથી.

માયાવી જીવો કીડી, મંકોડી, માખી જેવા છે. ગોળ રૂપી માયામાં ચીપકે છે અને તેને છોડતા નથી. જેમ મરકટ વાંદરું મૂઠી છોડતું નથી તેમ જીવો માયાને છોડતા નથી.

જે મુમુક્ષો છે, તેઓ હંસ ચાતક કોકિલાની માફક વિવેકી છે. તેમને તો એક ટકોરાની જ જરૂર છે. ફક્ત ઇશારાથી સમજી જાય છે. ચાતક વચન ખાતર પ્રાણ છોડી દે છે પણ પોતાપણું છોડતું નથી. તે માને છે કે વચન તૂટશે તો પોતાનું કોઈ મહત્ત્વ રહેશે નહિ. માટે સદ્‌ગુરુમાં ધ્યાન રાખી કષ્ટને સહન કરી, પ્રાણમાં, ભક્તિમાં અખંડ રહી, સાર શબ્દને ગ્રહણ કરો. બાકી મનનો તો સ્વભાવ છે, ઉપદેશ દેવા છતાં વારે વારે માયામાં ભરાય છે અને જન્મમરણ મેળવે છે.

જે સાધક ગુરુની વાણીને વેદવાક્ય સમજી ગ્રહણ કરે છે તેને ધ્યાન કરવાની જરૂર નથી. જે ગુરુના સાન્નિધ્યમાં હંમેશાં રહે છે તેને ગુરુ બહિર્મુખ થવા દેતા નથી. શ્રદ્ધાથી કોઈ પણ કાર્ય અશક્ય નથી. આ સંસાર અપાર છે. તેનો પાર નામ અને સત્સંગ દ્વારા પામી શકાય છે. ગુરુમુખ વાણી જ સાચી છે કે જેણે અક્ષરા વાણી કહે છે. તેનાથી સાર શબ્દમાં પહોંચાય છે.

મનુષ્યો વાણીથી ફસાય છે. જગતમાં મુખ્ય બે પ્રકારની વાણી છે. એક માયામુખી વાણી, જેને રેચક વાણી કહેવામાં આવે છે તે, અત્યંત મીઠી અને મધુરી છે. તેની ઘેલછામાં જીવો ફસાઈ જાય છે માટે તેની પરીક્ષા કરી વાણીની પરખ કરતાં શીખવું. બીજી દીનતા દર્શાવનારી પ્રાર્થનાની વાણી છે તેને જીવ વાણી કે જીવમુખ વાણી કહેવામાં આવે છે. તેમાં પણ જીવો ફસાય છે.

આત્મારામની ભક્તિ તો સાચા ભક્તોને અગ્નિ જેવી પ્યારી છે. આગથી ઝૂંપડું બળી ગયું હોય છતાંય બીજે દિવસે રાંધવા માટે પ્રેમથી આગને શોધવી પડે છે, તેમ ભક્તિમાં ગમે તેટલું કષ્ટ પડે છતાંય સાચો ભક્ત તેને કદી છોડતો નથી.

સહજ, ક્ષમા, સંતોષ એ દિવ્ય ભાવો સ્થિર થાય ત્યારે ભક્તિ દૃઢ થાય. આવી ભક્તિ ઘણા ઓછા મનુષ્યોમાં જોવામાં આવે છે. તેઓ વેલીની માફક હંમેશાં નમ્રતામાં જ રહે છે અને નમતા હોય છે. અહમ્ ભાવ હોતો નથી. સાર શબ્દ સમુદ્રને જે સમજે, તે મનને માછલી સમાન બનાવી સમુદ્રમાં સુખપૂર્વક વિહરે છે.

આત્મા સચ્ચિદાનંદ બ્રહ્મ સ્વરૂપ છે અને વ્યાપક છે. તેનું જ સદાય

હૃદયમાં ધ્યાન ધરવું જોઈએ. સત્ એટલે ભૂત, ભવિષ્ય અને વર્તમાન ત્રણે કાળમાં જેનો નાશ નથી, એવું સત્ સ્વરૂપ છે. વળી ચિદ્ એટલે ચેતન સ્વરૂપ અને સાક્ષી સ્વરૂપ છે તે સદા સર્વદા આનંદ સ્વરૂપ છે.

પ્રેમથી વિરહ ઉત્પન થાય છે અને તેનું દુઃખ જીવને જગાડે છે, જીવ શિવને એટલે મનને બગાડે છે. પછી જીવ અને શિવમાં કંઈ ફરક રહેતો નથી.

રાજાને ત્યાં ચોરી કરી રંકનો આશરો શોધવા જેવી મૂર્ખતા ન કરતા. સમર્થ ગુરુનો આશરો શોધો. રામ ઊંચી જગ્યાએ વસાવો અને સજ્જનોનો સંગ કરો. એવા ગુરુ પસંદ કરો કે જે સમય આવે દૃષ્ટિથી જ ઉદ્ધાર કરે.

જ્યાં સુધી ગુરુમાં શ્રદ્ધા, વિશ્વાસ, દઢતા અને યોગ્યતાની ખાતરી થતી નથી ત્યાં સુધી ઉપદેશની અસર થતી નથી, પછી વાંક ગુરુનો કાઢો કે ગુરુના મુખમાંથી નીકળતી વાણીથી મારી મુક્તિ થતી નથી. માટે

પાણી પીજે છાની જે, ગુરુ કીજે જાણીકે,
આંખન રુડું કાનનું ન રુડું, કાયા કારણ અંધારું,
ખુલે નૈન સારુ તો દેખું, સુંદર રૂપ નિહાળું.

આંખ, કાન ખોલ્યા સિવાય સાહેબના દર્શન કરે એવું મન નિર્મળ, સુશીલ, સમદર્દી થવું જોઈએ કે જે આત્મદર્શન જ કરે. આપણી દૃષ્ટિ ગુરુની દૃષ્ટિ સાથે મેળવીએ ત્યારે જ જ્ઞાન થાય છે.

જેમ ઝવેરીને ત્યાં હીરાની પરખ શીખવા જનાર દૃષ્ટિને ઓળખે છે ત્યારે જ પારખુ બને છે તેમ સદ્ગુરુ દ્વારા જ્ઞાન પ્રાપ્ત થાય ત્યારે બીજું કંઈ દેખાતું નથી.

સાહેબ કહે છે મેં તને ઓળખ્યો અને તેં મને ઓળખ્યો માટે તું એ હું જ છું. ફક્ત તેવા ભાવ ગ્રહણ કરી દૃષ્ટિ જ કેળવવાની છે. ધીરજ રૂપી નેત્રને ગુરુદૃષ્ટિ સાથે મેળવીને જોશો તો સાહેબની સાહેબી બધે રમણ કરતી દેખાશે. માટે વિકારો છોડી મનને નિર્મળ શુદ્ધ કરશો અને દિવ્ય દૃષ્ટિથી જોશો તો પરમ તત્ત્વ જરૂર દેખાશે. ભલે તે દૂર હોય તેની ચિંતા કરશો નહિ, ફક્ત દર્પણ તૈયાર

કરો તો દૂર હોવા છતાં નજીક દેખાશે.

જ્યારે જવાનું છે ત્યારે જેને લઈને જવાનું નથી, તે ભેગું કરવાથી શું ફાયદો ? માટે ગુરુમાં શ્રદ્ધા ધારણ કરી જે બતાવે તે સાધન કરો અને ગુરુ વચન શક્ય છે એવી દઢ શ્રદ્ધા રાખો. જ્યાં સુધી ગુરુ માર્ગે નહિ ચાલો ત્યાં સુધી કામ નહિ બને. ગુરુ મળશે તો બધું જ મળશે. માટે ગુરુને શોધો. સાધન કરવામાં નમ્રતા હશે તો જ્ઞાન પ્રાપ્ત થશે અને પરમ તત્ત્વનો સાક્ષાત્કાર થશે, સાહેબના સ્વરૂપને અનુભવાશે.

જેને જેવા ગુરુ મળે છે તેને તેવું જ જ્ઞાન થાય છે. મનુષ્ય માયાનું સ્વરૂપ પોતાની યોગ્યતા પ્રમાણે નક્કી કરે છે. અંતરના ગુરુની પ્રાપ્તિ નથી થઈ ત્યાં સુધી બહારના ગુરુની જરૂર છે. અંતરમાં પણ તે જ જ્ઞાન સ્વરૂપ ચેતન સ્વરૂપને બતાવે છે.

ભક્ત બીજ પલટે નહિ, જો જુગ જાય અનંત,
ઉચ્ચ નીચ ઘર અવતરે, આખીર સંતના સંત.

કુવેર કમાઈ આપની, કબહું નિષ્ફળ જાય,
સાત સમુદ્ર આડા પડે, બહુએ વિરોધી આય.

સંત મળે પરમાર્થી, શિતળ જાકા અંત,
સત્‌ગુરુ ઝાલે હાથથી, દે દે અપના રંગ.

મેરા મુઝમેં કુછ નહિ, જો કુછ હો સો તોય,
તેરા તુઝકો સોંપકે, ક્યા લાગત હો મોય.

દેખા દેખી જે સબ જપે, ભોર ભયે તે રામ,
આધી રાતે કોઈ જપે, ખાના જાત ગુલામ.

દેખાદેખી કરીને તે બધા જપ જાપ કરે છે. પરંતુ અર્ધી રાતે સ્મરણ, જાપ, કીર્તન કોઈ વિરલ જ કરે છે. દેખાદેખી કરીને ભક્તિ કરાતી જ નથી. એવી ભક્તિ કરનાર જ્યારે કોઈ ઉપાધિ આવે છે ત્યારે સાપની જેમ કાંચળી ઉતારી નાખે

છે. ભક્તિને ઊંચી મૂકી દે છે.

આકડિયાનાં દૂધ અતિશય રળિયામણાં, તેને પીધે તુરત મૃત્યુ થાય. વગેરે વગેરે ગાય પણ આવા ભજન ગાવાવાળાને ખબર હોતી નથી કે પોતે કેવા છે ? પોતે જાતે નીચ છે. નીચની સંગતિમાં પોતે ફરે છે. તેનું ભાન હોતું નથી. ફક્ત આનંદ મેળવવા પૂરતા રાગડા તાણતા હોય છે.

ગાવે કહે વિચારે નહિ, અન્યકા દોહા,
કહે કુવેર પારસ સ્પર્શે, જ્યાં જિન પથ્થરને લોહા.

ગુરુના વચનમાં દઢ વિશ્વાસ હોવો જોઈએ. આજકાલ તો ગુરુ શિષ્યને સર્કલ બદલવા જ દેતા નથી. ખરેખર તો શિષ્યને જ્ઞાન મેળવવા ગમે ત્યાં જવા દેવા જોઈએ. આજે અનાથના વિચારના સર્કલના લોકો આગળ વધ્યા છે. ઊઠબેઠમાં સત્સંગ બદલવામાં વાંધો નથી. બધે જ ફરીને તારવવું જોઈએ કે પોતાના ગુરુ કરતાં બીજામાં વિશેષતા શું છે ? પરમાત્મા જ બધાના પરમ ગુરુ છે. દૈહિક ગુરુ પરમાત્માના દર્શન કરાવે છે.

શબ્દ કહે શું કીજીએ, ગુરુ આગે અબાળે લબાડ,
અપને આપકો, શ્વાસુકુ થોર થોર બાત પાળ.

પરમ ગુરુના શબ્દો કહે તેમ વર્તવું જોઈએ, તેથી વિવેકનું અંતર મળશે અને તે પ્રમાણે કરશો તો તે પ્રમાણે વસ્તુ જાણવા મળશે.

જાત ના પૂછો સાધુકી, પૂછી લીજીએ જ્ઞાન,
મોલ કરી તલવારકા, પડા રહને દો મ્યાન.

સાધુઓ હું સાધુ છું એમ કહે છે, અમુક કુળનો છું એવું કહેતા નથી, કારણ કે ખાનદાનની જરૂર વ્યવહારમાં છે. જ્ઞાનમાં નથી. જેને સાધુતા પ્રાપ્ત કરી, તેને ખાનદાની સાથે શું નિસ્બત ?

પોતાના ધર્મગ્રંથો વાંચે છે અને બીજાને સંભળાવે છે. પોતાનું કંઈ જ કહેતા નથી. જેને પારસ સ્પર્શ ન કરે તેનું સોનું થતું નથી. જ્યાં સુધી અનુભવ

રૂપી જ્ઞાન ન થાય ત્યાં સુધી જ્ઞાન શા કામનું ? જે વસ્તુ જીવતા પ્રાપ્ત ન થઈ, તે મર્યા પછી શી રીતે મળે ?

સાધુ ભૂખે ભાવકે, ધનકે ભૂખે નાહિ,
ધનકે ભૂખે જો ફિરે, સો તો સાધુ નાહિ.

સાચા સાધુ તો ભાવના ભૂખ્યા છે, ધનના નહિ. જે કોઈ સાધુ ધનના ભૂખ્યા છે તે સાધુ નથી હોતા કે નથી થઈ શકતા.

સંગત ભઈ તો ક્યા ભયા, સમજ્યા નહિ ચેન ચેલા,
કહે ગુરુ મર ગયા, સુઝના સમજ ગયા ચેન.

ઘડામાં ગ્રહણ કરવાની શક્તિથી વિશેષ જળ રેડશો તો તે સંઘરી નહિ શકે અને છલકાઈ જશે. માટે પાત્ર પ્રમાણે વસ્તુ આપવી જરૂરી છે, જેથી કરી તેનો દુર્વ્યય ન થાય. અકર્મીને સત્કર્મની વાતો કરશો, તો તેનું આચરણ નહિ કરે અને ઉપદેશ આપશો છતાંય તે દુષ્ટ તે તરફ જ ખેંચાશે. દિવસ દરમ્યાન જે જે ક્રિયા માનવીઓ કરે છે, તેની છાપ મનના પડદા પર પડ્યા સિવાય રહેતી નથી.

પ્રભુનો એ સ્વભાવ છે કે પોતાના ભક્તોને બહુ બહુ તાવે છે. કસોટી તો સોનાની જ થાય છે. ધગધગતા અંગારામાં સોનું તપે છે ત્યારે સો ટચનું થાય છે. એરણ પર ચડે છે અને હથોડે ટીપાય ત્યારે સાચા મોતી થાય. સાચા મોતી આખા રહે છે અને ફટકિયા ભાગીને ચૂરો થઈ જાય છે. હરિભકતોને જે વિઘ્ન આવે છે એ એની કસોટી કરવા જ આવે છે.

સંસારનો ખોટો ક્ષણિક પ્રેમ માણસને ગાંડા જેવો કરી નાખે છે, તો ભગવાનના દિવ્ય પ્રેમમાં કેટલું રહસ્ય હોવું જોઈએ ? અહંકાર બાળવા જેટલી ભક્તિની જરૂર હોય તેટલી કરવી જોઈએ. જેના જીવનમાં ભક્તિ રૂપી મૂળ ઊંડા ઊતરી ગયા હોય, જેનું વૈરાગ્ય રૂપી થડ મજબૂત હોય અને જ્ઞાન રૂપી ઝાડ ખૂબ વિશાળતાથી ફેલાયું હોય તેના સત્સંગ રૂપી ફળ જે વ્યક્તિને મળે છે તેનું જીવન ધન્ય બની જાય છે.

બાવન અક્ષર માયા.મહિ, તામે સત્ય નામ નહિ. એટલે ભાષાથી પર થઈને તેને સમજી શકીએ.

ભક્તિ બે પ્રકારની છે. અપરા અને પરા. અપરા ભક્તિ સુધી જગત છે, પરા ભક્તિથી સત્‌નામ ઓળખાય છે. તમારી અંદર રહેનારો જ સાચા અર્થમાં ભગવાન છે. તમારે એનો સાક્ષાત્કાર કરવાનો છે. જે સદાય સર્વત્ર હાજર છે, તે સદાય આપણી અંદર બિરાજમાન છે. પરંતુ અજ્ઞાનને લીધે આપણાને અનુભવ થતો નથી. અજ્ઞાનનું આવરણ દૂર થતાં પરમ પ્રકાશ પોતાની મેળે પ્રગટ બની તમારી સમક્ષ આવશે, પછી તેની શોધ બહારની દુનિયામાં કરવી પડે નહિ.

આપણા કોઈથી કળી ન શકાય તેવા અકળ મહાપદ વિષે કોનાથી પ્રવેશ થઈ શકે તેમ છે ? બલ્કે આજદિન સુધીમાં કોઈ પ્રવેશી શક્યું હોય તેમ જાણ્યું નથી. જિજ્ઞાસુ હૃદયમાંથી પ્રશ્ન ઊઠે છે કે તો પછી ત્રણે લોકના મહાપુરુષો આજ દિન સુધી અવતારી પુરુષોને ભગવાન કર્તા તરીકે જ વર્ણવે છે અને બીજા અનેક સચારિત્રમાન બુદ્ધિવાન ભક્તો મોક્ષપદને પામ્યા હોવાનું જગતના જીવો માને અને મનાવે છે, તે બધા ક્યાં ગયા ? તેનો ખુલાસો કરતા પરમ ગુરુ કરુણાસાગર સ્વયં શ્રીમુખે કહે છે કે તે સઘળા મહાપુરુષો કૈવલ કર્તાના ક્રતમાં અહીં ને તહીં ભટક્યા કરે છે. આજદિન સુધી ખલકના ખેલ કરનાર કૈવલ કર્તાને કોઈ ઓળખી શક્યા નથી, જેથી કરીને તેમના અકળ મહાપદ સાથે તે તેમના તેમ અંતરીક્ષમાં રહ્યા.

હે સંસારના જીવો ! કર્તા ધણીને ઓળખવાની જેને પ્રબળ આરત ગરજ હશે તે જ હોશિયાર બનીને એટલે કે આ જગતમાં આગવા જનોએ બનાવ્યા સિવાય તેમની પ્રપંચ જાળમાંથી છૂટી ગયા બાદ મારા જ્ઞાનમાર્ગને સમજી શકશે તેમ જ ઓળખશે.

હે મારા પરમ વિશેષ અંશ, મારી એ અવસ્થા તુર્યા સ્થિતિમાં જ છે અને વિરાટની કોઈને જાણ નથી. તે મોજ કોઈ જાણી શક્યા કે માની શક્યા નથી. કંઈક અગણિત જીવો, આચાર્યો, જ્ઞાનીઓ આ સંસારના વિષે થયા,

સંત થયા પણ કોઈએ તુર્યા સ્થિતિ પ્રાપ્ત કરી નથી. સર્વ પોતાની સુરતા યાને કે દૃષ્ટિને બ્રહ્મ સુધી ખેંચી, ત્યાં જ અટકી ગયા અને ત્યાં સુધીના જે અનુભવો થયા, તે અનુભવો સઘળા સંસારના જીવોને જણાવવા લખી ગયા છે. પરંતુ સંસારના તે જ્ઞાનીઓએ તુર્યા અવસ્થા તત્ત્વોને જ માની લીધાં છે, જે અંશની દશાનું સ્વરૂપ નથી, કિંતુ અંશની અવસ્થાનું સત્ય સ્વરૂપ તે જે તુર્યા અવસ્થા છે જેની ખોજ કોઈએ કરી નથી. તેથી સત્ય વસ્તુ સ્થિતિ કોઈને સમજવામાં આવી નથી.

વળી આ સંસારના સઘળા જીવો અને જ્ઞાનીઓ આત્મા પરમાત્મા આ બે સંસારના પ્રચલિત થયેલા શબ્દોને જ જાણે છે અને તેના અનુભવ માટે પુરુષાર્થ કરે છે. પરંતુ એ આત્મા પરમાત્મા એ કંઈ તારો પોતાનો અંશ નથી, તું તો તેનો પણ જાણનારો છે અને સઘળા જીવોમાં જેનો પ્રસારો થયેલો છે તે જીવનના જીવોને તું પોષનારો છે. બીજા કઈ રીતે પોતે પોતાના આપનપુને જાણી શકે ? જ્યાં સુધી મને જાણ્યો કે ઓળખ્યો નથી, ત્યાં સુધી આપનપુને જાણવાનું જ્ઞાન કોઈ જીવને પ્રાપ્ત થવાનું નથી.

મારી સઘળી વિભૂતિઓથી મેં સર્જેલા મારા સકળ જ્ઞાનના જ્ઞાતા પુરુષ પરમ ગુરુના પ્રભાવ કે કૃપાદૃષ્ટિથી જે કોઈ મનુષ્ય સૌથી પ્રથમ મને જાણશે, તેના અંતરમાં અનુભવ થશે ત્યારે તે જ પોતે પોતાને એટલે આપનપુને ઓળખવા જ્ઞાનને પ્રાપ્ત કરી શકશે.

તે જ્ઞાનને આ જગતની જ્યારથી રચના કરી છે ત્યારથી અત્યાર સુધી કોઈ જાણતું નથી. કયાંથી જાણે? મને આજ દિન સુધી કોઈએ જાણ્યો નથી. મારા તે જ્ઞાનને અને મને જાણવાની બીજા કોઈનામાં કંઈ શક્તિ હોય જ કેમ ? ખુદ વેદની પણ દૃષ્ટિમતિ નથી. તેની બુદ્ધિ ત્યાં સુધી પહોંચી શકી નથી અને તેથી વેદો પણ અજાણ્યા હોય તેમ, તેને જાણવા અમારામાં શક્તિ નથી એમ કહી નેતિ પુકારે છે.

જો વેદ અને વેદવાણી વદનારાઓ મને જાણી શકયા નથી તો પછી

ભવસાગરનો જીવ બુદ્ધિનો જીવાત્મા યાને બીજો કયો મનુષ્ય મને જાણી શકે? સંસારના સઘળા યુગપુરુષો યાને જ્ઞાનીઓ વેદના અનુભવ અને જ્ઞાનને જ જાણે છે, તેની આગળ જાણવાનો કોઈએ પ્રયત્ન જ કર્યો ન હોવાથી મને સંસારમાંથી કોઈ જાણી શક્યું નથી.

હે મારા ખોળિયાના અલ્પ સમજ જેવાને જ્ઞાન જાણવાવાળા અંશ, તું મારો જ અંશ છે. તારા સંશયને મટાડવા અને તુર્યાના ઘરનું વર્ણન કરી સમજતા અત્યાર સુધી જે વાર લાગી છે, તેનું યથાર્થ વર્ણન કરવા અને તુર્યાની સ્થિતિ સમજવા શબ્દ પહોંચતો નથી. એને તો માત્ર વાણીની સંજ્ઞાથી જ જાણી શકાય તેમ છે.

આ પ્રમાણેની અનુકૂળતા યાને મારા અંશની અંતરગતિ રૂપ દષ્ટિ જ્યાં સુધી પરમ ગુરુ સાથે સંગલીન હોય છે, ત્યાં સુધી જ ખુલ્લા દ્વાર એટલે અંતઃકરણ અને ઈન્દ્રિયો સજીવ એટલે કે ક્રિયાશીલ રહે છે. પરંતુ એ દ્વાર બંધ થઈ જાય છે કે અંશની અંતરદષ્ટિ હંગ નિન્દ્રામાં શાંતિથી રહે છે, બલ્કે અંશની દષ્ટિ તન પર પડતી નથી ત્યારે સર્વ ક્રિયા શૂન્ય અથવા તો અચેતન દશામાં પડી જાય છે. શ્વાસોશ્વાસની ગતિ પણ ત્યાં સુધીની જ છે.

ઉપર કહ્યા પ્રમાણે શ્વાસોશ્વાસની ગતિ એ રીતે ચાલુ રહે છે અને મારા અંશ અને હંસની અંતરવૃત્તિ રૂપની વૃત્તિ ટકોર થવાથી તે શબ્દોચ્ચાર કરે છે. આમ જેમ ખૂબ જ બારીક અને ગર્ભિત થતું એ મારા અગમ ઘરનું જ્ઞાન, જેની કોઈને ગમ યાને સમજ પડી નથી, તે કહ્યું. તેનો તમે સુવિચાર કરજો અને સમજજો.

પ્રણવ અને હંસના ટકોરથી શબ્દોચ્ચાર કરવાની જે ગતિ ક્રિયાશક્તિ મળે છે તે રીતે સંસારમાં સર્વે આચાર્યો જેવા જ્ઞાનીઓ સમજ્યા વગર મર્મ જ બોલ્યા છે. તે રીતે સર્વ ભેદને ખુલ્લો કરી તમને કહ્યું.

પ્રણવ અને અંશની એકતા કરીને સઘળા જીવો સજીવન યાને ચેતનવાળા છે અને સઘળા શરીરોમાંથી અંશના હંગની ટકોરથી ઉચ્ચાર થાય

છે. સર્વ શરીરો બોલી રહ્યા છે. આ બધો વહીવટ પોતે પોતાના અંશના હંગને પ્રણવ પરની દૃષ્ટિ સુધીનો હોય.

સઘળાં શરીરો ઊગરનાર છે પછી કોણ કહી શકે કે હું બ્રહ્મ છું ? આમ આ અવનિ પર જંગમ સ્થાવર જાતિના શરીરોમાં હું બ્રહ્મ છું, કહેવાની શક્તિ યાને પરિબળ છે નહિ. છતાં નિર્ગુણ ગુણના ઉપાસકો એ વેદાંતીઓ સંસારમાં પોતાને જાણકાર અને જ્ઞાની તરીકે કહેવડાવવા ફક્ત એક જ નિષ્ઠા યાને કે હૃદયની લાલસા માટે એટલે અહં બ્રહ્માસ્મિ યાને કે હું બ્રહ્મ છું એમ કહે છે. આમ આ જ્ઞાન ઘમંડી આગવા જનોનું ખંડન કરે છે, છતાં તેઓ સત્યની શોધ કરી શકયા નથી, બલ્કે તેઓ તેમના સર્જનહાર અને પેદા કરનાર ધણી અમો સકર્તાની શોધ કરતા નથી.

જેમ કોઈ સ્ત્રીને પતિ કે ધણીએ ત્યજી દીધી હોય અને તે સ્ત્રી જ્યાં ત્યાં ભટકતી ફરે છે અને પરપુરુષ સાથે રમણ યાને પ્રીતિ કરે છે તેવી જ રીતે અહં બ્રહ્માસ્મિ કહેનારાઓ તેમના કર્તા ધણી અને સકર્તાથી ત્યજાયેલા હોઈ પેલી સ્ત્રીની જેમ જ્યાં ત્યાં ભટક્યા કરે છે.

બાહ્ય દૃષ્ટિથી ઉપર પૂરતો જોગ ધારણ કરે છે, પરંતુ અંતઃકરણમાં તો ભોગેચ્છા, કામેચ્છા રગે રગમાં ભરેલી હોય છે અને તે ઇચ્છાને પૂર્ણ કરવા દેશ પ્રદેશમાં વિહ્‌વળ બનીને ભટકે છે. વળી જેમના માથે કોઈ ધણી નથી તેવા તેના ખરા માલિકને તેઓ જાણતા નથી એ ઉપર ઉપરથી ધારણ કરેલો જોગ વૈરાગ્ય પણ લાંછન લગાવી રહે છે. સારા ખોટા યાને સત્‌ અસત્‌ કર્મ દુષ્કર્મની બીક રાખતા હોય છે અને પોતાની મસ્તીમાં જ રાતદિવસ મસ્ત રહે છે.

વળી ઇન્દ્રિયોને અંકુશમાં રાખવા જેવું કષ્ટ ભોગવતા નથી બલ્કે અચેત રીતે ઇન્દ્રિયોના વિષયભોગ ભોગવતા હોય છે. ઇન્દ્રિયોના નિગ્રહ દ્વારા જીવનને સંયમમાં રાખવાનું તેમના માટે દુઃસાધ્ય છે અને બ્રહ્મજ્ઞાનનાં ગપ્પાં હાંકે રાખે છે. એ પ્રમાણે બ્રહ્મની વાતોનાં ગપ્પાંનું વિજ્ઞાન કર્યે જાય

છે અને સર્વે કોઈ હું જ છું એવા અહં ભાવમાં પોતાના ખરા માલિક યાને કે ઈષ્ટ કર્તાનો લક્ષ છે તેના હેતુ વગરના બની રહે છે. એટલે કે કોઈ રીતના રોકટોક વગર, અંતરાય આડકટ વગર, ગમે ત્યાં કુકર્મમાં ફરતા ફરે છે. નાથ અંકુશ સિવાયના હરાયા સાંઢ જેવો એટલે કે માથે ધણી નથી, તેવો નધણિયાતો થઈ ગમે ત્યાં ફરે છે. તેની જેમ જ્ઞાનની વાતો કરનારા પણ ફરતા ફરે છે.

વળી જેમ ભેંસના પુત્ર પાડાની જેમ દેખાવે આ બ્રહ્મની વાતોનાં ગપ્પાં હાંકનાર નિંદા ને શાંતિના ગુણ ગ્રહણ કરેલા હોય તેવા દેખાય છે. પરંતુ જ્યારે તેમને માનેલા બ્રહ્મની વિરોધી જો બીજો કોઈ સંત તેમની સામે આવી ઊભો રહે છે ત્યારે તેને જોતાં જ તેની નજર કરડી અને દ્વેષીલી તેના પર પડે છે અને પાડાની જેમ લડવામાં શિંગડાં મારે છે. જ્યારે તેનો શાંતિનો સ્વાંગ યાને દેખાવ બહારની દૃષ્ટિએ દેખાડવા પૂરતો જ હોય છે.

વાસ્તવિક રીતે તેઓ તેમના પોતાના અભિમાનમાં ફૂલીફાલી રહ્યા છે. વેદાંતીઓએ જે બખેડા અથવા બકવાસ કર્યા છે એ વિષે અનેક વખત વારંવાર શું કહીએ? પરંતુ એ સર્વેના સરવાળે અંતે અમે એટલું જ કહીએ છીએ કે તેમને વર્ણવેલા બ્રહ્મના જેવા સદાકારના શુષ્ક યાને જડ જેવા અમે નથી. જો એવા જડ હોઈએ તો અમે આ જગતની રચના કરી છે તે કેમ કરી શકીએ?

હવે અનેક વાતોની એક વાત હું તમને કહું, તેને અહીં એક સુરતાએ, એક ચિત્તે, બીજી કોઈ વાતને પરોવ્યા સિવાય, ધ્યાન રાખીને સાંભળી લો. એ બધાં વિતંડાવાદ, અજ્ઞાનથી ભરેલા જ્ઞાન, ઉપર તું પરદો ઢાંકી દે એટલે કે બધી વાતો સ્મરણમાંથી દૂર કરી દે. વળી તેના ઉપર પાછો વળીને કદીએ જોઈશ નહિ, સ્મરણમાં લાવીશ નહિ.

સંસારના આ સઘળા જીવોનું પાલનપોષણ કે ભરણપોષણ કરવા સારુ અમે સ્થૂલ દેહે જન્મ લઈ અવતરતા નથી અને સૃષ્ટિ ઉપર શરીર

ધારણ કરી આવતા નથી. આ સંસારની અવનિ ઉપર દેહ ધારણ કરી ગુણો જ જન્મ લઈ આવે છે. સંસારમાં કોઈનું કંઈ કાર્ય કરવા સારુ આ ગુણોના દેવ કે જેઓ દેહ ધારણ કરી જન્મ લઈ સંસારમાં આવે છે, તે સઘળા મારી આપેલી વિભૂતિઓ અને એક એક શક્તિ પ્રમાણે એ શક્તિની હદ મર્યાદા જેટલું જ તેમનું એટલે સંસારમાં કોઈનું કાર્ય કરી શકે છે, અને એ પણ જ્યારે તેમને મેં શક્તિ આપી ત્યારે. તેઓ મારી ચેતન શક્તિના સઘળા અંશો આત્મા છે, તેઓ ભવસાગર તરી શકે અને જન્મમરણ ઘટમાળમાંથી મુક્તિ આપી શકે તેમ નથી. તેઓ તો ગુણના અવતાર લઈ આ અવનિ પર આવેલા સર્વે શક્તિના દેવો છે.

જેવી રીતે બ્રહ્મ બોલનારા બ્રહ્મવેત્તાઓની અમે જે હકીકત કહી છે તે અને આ ગુણના દેવ અવનિ પર અવતાર અને જન્મ ધારણ કરીને આવેલા છે એ બેમાંથી કોઈનામાં મારા ચેતન અંશને તારવાની શક્તિ નથી.

હવે આનાથી વધુ શું કહું? હવે જાણવા જેવું જે સાર રૂપ છે તેને કહું છું. હે મારા સજ્જન તું સાંભળ એક અદ્વૈત વિષે જે તુર્યા અવસ્થાની બહાર રહે છે. જેને જાણવાની તારે જરૂર છે અને તે તારા કામનું છે તે તને કહું છું. દેહની પાંચ અવસ્થાની બહાર જે સદોદિત યાને હરહંમેશ દૃષ્ટા રૂપે ઈન્દ્રિયો અંતઃકરણન સઘળાં કાર્યોને જોનાર જે સાક્ષી રૂપે રહે છે અને દેહના શરીરના પાંચે તત્ત્વોના ભાગ છૂટા થઈ પોતપોતાના તત્ત્વ દ્વારમાં સમાઈ જાય છે, ત્યારે છેલ્લે ઊગરતું અને બાકી રહેતું જે તત્ત્વ છે, તેને જણાવીએ છીએ.

જે પાંચ તત્ત્વો આકાશ, પૃથ્વી, પવન, પાણી અને પ્રકાશના સંયુક્તથી જે દેહરચના કરી છે, એ પાંચે તત્ત્વોના ભાગ છૂટા થઈ દરેક તત્ત્વ પોતે પોતાના તત્ત્વ વિભાગમાં ભળી જાય છે, ત્યારે સંસારના સઘળા વ્યવહારોથી મુક્ત થઈને સ્થૂલ શરીરની અવસ્થા રહિત જે બાકી રહેલું તત્ત્વ તે પછી તે પોતે પોતાનામાં સાક્ષી રૂપે પોતાના સ્વરૂપમાં આનંદથી મસ્ત દશા

ભોગવે છે અને ત્રણ ગુણ, પાંચ ઈન્દ્રિયો અને ચારે અંતઃકરણના સઘળાં કાર્યની જેને જાણ છે.

જેમાં કિરણ રૂપ અંશના પરિબળથી જે હંસ રૂપ એના કિરણને એટલે કે પ્રકાશને કોઈથી જાણી શકાતો નથી, કેમ કે કિરણ યાને અંશ અંતઃકરણના કલ્પનાયુક્ત ભાસ એવા ચિંતનથી અલગ એટલે જુદું છે. તેમ જ્યાં અંતઃકરણથી ન્યારા એ કિરણના રૂપ એવા પરિબળને જોઈ જાણી શકાતું નથી, તો પછી તેનો સાક્ષી જે છે તેને કોણ જાણી શકે તેમ છે? આ પ્રમાણે વિધિસર તુર્યા અવસ્થાની જે કંઈ જાણવા જેવી હકીકત હતી તે સઘળી તને સમજવા કહી. આ રીતે સ્પષ્ટ સરળ રીતે સમજ પડે તેમ તુર્યાની સઘળી હકીકત સમજાવ્યા પછી કહો કોણ તુર્યાના ઘરની ગમને જાણી, સમજ્યા સિવાયનો અચેત રહી શકશે ?

કંઈ કેટલા અનંત અગણિત કલ્પના અંત પછીથી આ વિશ્વ જગત સમેટી લઉં છું ત્યારે સર્વે મારામાં સમાઈ લીધા પછી કોઈ પણ તત્ત્વ તરણા સરખું પણ રહી શકતું નથી, એ પછી પાંચે દેહનો નાશ થઈ જાય છે. એ પાંચે દેહો એટલે વર્તમાન દષ્ટિગોચર થતો સ્થૂલ દેહ, સૂક્ષ્મ દેહ, કારણ દેહ, મહા કારણ દેહ અને પરમ કારણ દેહ એટલે કે ત્રણ ગુણોના રજો, તમો અને સત્ત્વનાં કર્મો પણ નાશ પામે છે. તેમાં આદિપુરુષ નિરંજન અને આદ્યશક્તિ પ્રકૃતિ સાથે અવધની મર્યાદાવાળું અને સર્વેના ઉપર હેત અને પ્રીતિ ધારણ કરી રહેલું ગતનગ ગતિવાળું આકાશ સુદ્ધાં પણ નાશ પામે છે.

શરૂઆતમાં સૌથી આદિમાં પહેલાં મારા સંકલ્પ દ્વારા પ્રબળ ઇચ્છાશક્તિ ઉત્પન્ન થઈ. એ ઇચ્છાના પરિબળથી પુરુષ અને પ્રકૃતિ એ બે થયેલા હોઈ મહાપરિબળ અને સામર્થ્યવાળા છે. આદિપુરુષ અને મહામાયા પ્રકૃતિ આદ્યશક્તિથી દશ્ય, અદશ્ય તથા સ્થાવર અને જંગમ જાતિના સઘળા જીવો ઉત્પન્ન થયા છે.

નાનામાં નાના અણુ અને પરમાણુથી લઈ અહીં મહીં, ઇંડ અને

બ્રહ્માંડના સઘળા જીવો અને બ્રહ્મા, વિષ્ણુ આદિ સઘળા દેવ દનુજ મનુષ્ય પુરુષ પ્રકૃતિથી ઉત્પન્ન થયેલા, તેમના વંશ જ હોઈ સર્વ કોઈ અહીંયા મહિમંડળ ઈંડમાં આવી ગયા છે, યાને કે સમાયેલ છે. આ પ્રમાણે લખચોર્યાશી જીવોના તન રૂપી ઘાટ શરીરો એકબીજાના તત્ત્વે તત્ત્વથી ઉત્પન્ન થયેલા છે અને તે ઉત્પન્ન કરવાની અમારી જેટલી મતલબ તેની હતી. સઘળી ઈચ્છા તત્ત્વો દ્વારા આ રીતે અમે પરિપૂર્ણ કરી છે.

આ જગતને જે જાણવાની વસ્તુ હતી, તે નહિ જાણવાથી અનામત રહી ગઈ. ખ્યાલ જોઈને પણ તેનો ખેલી કોણ છે એ પણ વિચાર કર્યો નહિ, કારણ કે આચાર્યોની ભિન્ન ભિન્ન અગણિત ભાષાના મોહમાં જીવ ભોળવાઈ જવાથી ખલક ખેલનો ખ્યાલ જાણવામાં આવ્યો નહિ.

આચાર્યોની કપટજાળમાં વારંવાર ફસાઈ, આ ખરું કે તે ખરું એમ કરવા લાગ્યા અને આચાર્યોની મર્યાદા હદને ઓળંગી સર્વ લોકની પાર કોઈ જઈ શક્યું નહિ, ક્યાંથી જઈ શકે? શબ્દની ફૂલગૂંથણીમાંથી નીકળે ત્યારે ને ? અંતિમ લક્ષે નહિ પહોંચવાનું કારણ શબ્દ પાર કોઈ ગયું નથી તેથી.

ઉપર પ્રમાણે જગત સકર્તા જાણવાની જાણ વીસરી ગયા, તેને ઘણો કાળ થવાથી ઈશ્વર જાણવાની આતુરતા ઉત્પન્ન થઈ, ત્યારે મૃગતૃષ્ણાની માફક કૃત્રિમ પાણી જેવા હરિ જગતે નક્કી કર્યા; તે હરિ કેવા છે, તો તે માયાના ચેપમાં ચગદાઈ પડીને, ચાંમડાં ચાટવાની ટેવવાળા ક્રિયાયુક્ત રમતવાળા છે.

આ જગતમાં અનુક્રમ પ્રમાણે મુખ્ય અવતાર પૈકી મચ્છ, કચ્છ, ભૂંડ, વ્યાઘ્ર આદિ અવતારોએ ઘણું જલદી કામ કર્યું છે એ આપણું પણ કરશે એવી સૂઝ પડવાથી આપણે તેમને વળગેલા છીએ.

સાર વગરની અનિત્ય વસ્તુ સાથે જોડાઈ અહીંના અહીં ભટક્યા કરીએ છીએ. પણ નિત્ય નિરંતર સર્વે લોકના નાથ વિષે પરમ અર્થની જાણ મેળવી નહિ.

બ્રહ્મા, વિષ્ણુ, મહેશ તથા ચાર મુક્તિ સાથે તેના નવ પ્રકારની ભક્તિનું જે ફળ ગુણો આપવાવાળા છે તેને વળગી રહ્યા છીએ. આ જગતમાં અનાદિ કાળથી ઘેટાના લારા જેવો વ્યવહાર ચાલતો આવેલો છે. મનુષ્યો દેવ સાથે સંબંધ જોડી પૂજન કરે છે અને ફળ પ્રાપ્તિ દેવ આપે છે એમ માને છે, તે તદ્દન ખોટું છે.

અરે ! અંધ આચાર્યોએ મન સાથે જરા પણ વિચાર ન કર્યો કે મહાન પતિ પરમ કૈવલ ધણી કદી અનિત્ય શરીરોમાં અવનિ પર આવતા જ નથી.

ગમ, ગતિ, મતિ, બુદ્ધિ વગરના અંધ આચાર્યોને સમજ પડ્યા વગર માયાવાળું તંત્ર, સ્વતંત્ર એટલે જે કંઈ પરમેશ્વર છે તે માયાવાળા છે એમ સમજાવી સીતા અને રામ, રાધા અને કૃષ્ણ તેમ પ્રકૃતિથી વીંટાયેલો પુરુષ છે, એવી રીતે માન્યા અને જગતને મનાવ્યા તથા પ્રતિમાઓ અને ફોટાઓ પૂજાવે છે. એ ઉપરથી આચાર્યોએ ખરા પરમેશ્વર જાણ્યા નથી એમ કહેવામાં કોઈ હરકત નથી.

તું બહુ અલ્પજ્ઞ છે અને જે માપવાળી વસ્તુ છે તેને તું અમાપ બતાવે છે. તથા સર્વવ્યાપક વસ્તુ વિભૂતિના આશિક ખુદ માલિકને જાણવાના રહી ગયા.

એકબીજાનું હલકું પાડવા, એકબીજાથી અધિક કરામત બતાવવી, એ ભવમાં ભૂચર જીવોનું કામ છે. એથી કંઈ નિજ ઈશ્વર થવાતું નથી. જગતમાં આગવાપણું બતાવવા કર્તાની રચનાની કરામત પરચા કરી બતાવી છે.

જગતના આચાર્યોએ વગર પરચે પરચાની ઉપમા આપી દેવ બતાવ્યા એથી કોણે ક્રત બનાવ્યું ? આ તો ગપગોળા જેવું ગબડતું ગબડતું આજ દિન સુધી નનામું આવી પહોંચ્યું એમ આચાર્યોએ બનાવટી દેવના પરચાનું પૂછડું બાંધી આપ્યું.

અત્યાર સુધી વિષ્ણુના અવતાર તરીકે જે કોઈ ઓળખાવવામાં આવે

છે, તે તમામ અલ્પજ્ઞ છે અને હું તો પ્રથમથી પરમ પુરુષ તરીકે સર્વ જાણવાવાળો સર્વજ્ઞ વિષ્ણુપતિના સદોદિત અખંડ રહું છું.

કલ્પે કલ્પે જીવોને તારવાને તથા તેમનું કલ્યાણ કરવાને મહાન પરમ ગુરુએ બીડું ઝડપેલું છે અને એટલા માટે ઢોલ વગાડી કહેવામાં આવે છે કે ચેતી જાવ. નહિ તો અમારા ગયા પછી પસ્તાશો અને અમોને સંભારશો. ફરીથી કહું છું કે તમારું જ્ઞાન ગુણનું તથા ગુણાતીત બ્રહ્મનું, ગમે તેટલું સારામાં સારુ માનો, સર્વોપરી સમજો, તો પણ અત્યાર સુધીના તમામ આચાર્યોના કહેલા એક રેખા જેટલા પણ અમારી બરાબરી કરી શકશે નહિ.

એ વિષ્ણુના અવતારને આચાર્યોએ આ જગતમાં ખોટી રીતે પરમેશ્વર તરીકે મનાવ્યા; જે કર્તાના કાર્યને દેવ ઠરાવીને અસલ પરમાત્માને કોઈએ કંઈ પણ ઓળખાવ્યા નથી. જે ગુણ અવતારી પુરુષો દેવ કોટિના હોવાથી દેવ દરજ્જામાં જેમનો સમાવેશ થાય છે એ કારણે તે જે કામ કરે તે માપવાળું છે તથા અનિત્ય તત્ત્વમાં જ તેમની બધી લાયકી પૂરી થાય છે.

હવે ઉપરના માનેલા ઈષ્ટમાંથી આત્માની પ્રાપ્તિનો અર્થ કદી થશે નહિ, કારણ કે તેમના વિષે આચાર્યોએ આત્મ અર્થની જે પ્રાપ્તિ ઘટાવી છે તે વ્યર્થ છે ને એ બાબત ઉપર ભાર મૂકીને જે કંઈ કહેલું છે તે ખોટું છે.

છેલ્લામાં છેલ્લું જે નિજ પતિના ગુણાદિ અવતારી પુરુષોને જાણવું એ દુર્લભ છે. એ કારણે દુર્લભ વસ્તુ ગુપ્ત રહી ગઈ અને જે ઉત્પન્ન થઈ ગયેલા વેશધારીની સ્થાપના કરી, તે કારણે ગુપ્ત વાત અદૃશ્ય રહી ગઈ અને વેશવાળાઓ સાથે સાજવાળા કામ કરનારા અવતારી પુરુષો જગતમાં મુખ્ય ગણાવ્યા. વારંવાર વખતોવખત તેના જશ ગવાયા અને સકર્તા ગુરુ ન્યારા રહ્યા. ગુણમાં રહીને ગુણના ગાન ગાયા. જગતમાં જાહેર રીતે ગુણાતીતનો પોકાર કરી બતાવ્યો. હવે ગુણવાળાને શી ખબર કે ગુણાતીત લક્ષની પ્રવીણતા સત્‌ગુરુ સિવાય કોણ બતાવી શકે ?

જગતે ભરોસો અવતારી પુરુષો પર મૂકેલો છે, પણ તે બિચારાઓને તેની ખબર નથી. અવતારી પુરુષના ત્રિગુણી સ્વરૂપને બ્રહ્મવેત્તા પુરુષોએ નિર્ગુણ ઘટાવ્યું. એ શરીર કેવું છે તો જેને પાપપુણ્ય લાગી શકતું નથી, એવું અભય, નિર્લેપ, સર્વથી ન્યારું છે એમ માની નિજ સત્ત્વ શૂન્યના જેવું સમજી ગરક થઈ ગયા, શૂન્યના જેવું બ્રહ્મ એ જ, બ્રહ્મનું બીજું સ્વરૂપ સાક્ષાત્ અવતારી પુરુષો છે. એટલે બ્રહ્મજ્ઞાનીઓએ એકમેક સ્વરૂપે ઘટાઈને નિશ્ચયાર્થ કરી સરાડે ચઢાવ્યું. તે કારણે આડ અટક વગરની આ ગતિ છે, એમ માની અહં બ્રહ્માસ્મિ મતને ધારણ કર્યો. તે કારણે સ્વાભાવિક કુદરતી મેલ ચઢતો ગયો તેમ તેમ કુટેવોથી વધતા ગયા.

જેમ કોઈ મદ્યપાનના વ્યસને કેફ ચકોર થયા પછી કોઈ એવો તર્ક બાંધે કે તું તો રાજા જેવો છે અને આ જગતનું પાલન કરવાવાળો તું છે. દશ ઈન્દ્રિયોના દશ ગોલખમાં દેવતાઓ તથા ગુણો આવીને રહ્યા છે. તે ગુણોની તેમને કરડી (કડક) કેફ ચઢી, તેથી પોતાનો મૂળ દેશ ભૂલી ગયા અને જ્યાં ત્યાં અંડ બંડ બકવાસ પેસી ગયો. લોકોને પરમેશ્વર મનાવ્યા અને માન્યા, પરંતુ પોતાને પોતાના સ્વરૂપની લેશ માત્ર ખબર નથી. ક્યાંથી ખબર હોય ? નિજ અનુભવે કરીને અંતર કયે દિવસે બારીકાઈથી તપાસ્યું છે ? કદાચ નિજ જ્ઞાનના નેત્રે કરીને પોતાના તનમન ઓળખીને જો આપનપુ તપાસ્યું હોત તો મૃત્યુ લોકના માપવાળા શરીરને ઈશ્વર કદી મનાવત નહિ.

મારે એટલા જ માટે આવવું પડ્યું છે. મતપંથના ભ્રમમાં પડેલા ભેદનું લારુ મટાડવા, તેનો નીવેડો કરી સમજાવવા અથવા સમજૂતિ આપવા આવેલો છું. અસલ વસ્તુની ગતિ સમજાવવા મારે આવવું પડ્યું છે.

કૂવામાંના જંતુની માફક મત પકડી રાખેલ હોવાથી મારા જ્ઞાન માર્ગનો અનુભવ સમજી શક્યો નહિ. અંધ ગતિના આંધળાને ઉદય થયેલા સૂર્યનો પ્રકાશ કદી પણ જણાતો નથી, એવી જ રીતે પરમ ગુરુ દ્વારા જ્ઞાન ગતિનો પ્રકાશ અવતારી પુરુષોમાં પ્રેમ રાખનારો જોઈ શકતો જ નથી.

આચાર્ય અને આચાર્યના ચેલા અંધે અંધ ભેગા મળી શરણે જઈ પ્રાર્થના કરે છે, પણ તેની કોઈ સૂઝ પડે તેમ નથી તથા અપાર પરમાત્માનું જગત રૂપી મહાન પસારાનું કૃત્ય કોઈને કંઈ પણ પ્રકારે સૂઝી શકવાનું નથી.

એટલા જ માટે દુનિયાભરમાં છેલ્લામાં છેલ્લો હું એકલો જ રહેલો છું, કારણ કે સિંહ અને અજાર બંનેનો મેળ કેવી રીતે રાખી શકાય ?

સકર્તા સંબંધીનું બ્યાન વિગતવાર કહું છું. હે શ્રોતાજનો ! સાવધ થઈને સાંભળો અને વિચાર કરો તથા તમો સર્વ મારી સન્મુખ રહો. તમોને ભવ ઉત્પત્તિનું કારણ કહું તે સાભળો.

સમસ્ત બ્રહ્માંડના ઇંડ કટાક્ષમાં યાવત દેવવિત ભરેલું છે, તે તમારે પ્રત્યક્ષ જોવું હોય તો કર્તાના અંશ સહ વર્તમાન આપણા શરીરમાં જુઓ. પ્રથમ પુરુષ પ્રકૃતિના અંશ બ્રહ્મરંધ્રમાં વસેલા છે. તે પુરુષ પરમ કારણ રૂપે જ્યોતિનારાણય રૂપે ઓળખાય તે અને પ્રકૃતિ ભૃકૃટિ સ્થાનેથી બ્રહ્મરંધ્ર સુધી ભ્રમણ કરતી સુષુમ્ણા નામથી ઓળખાય છે તે જેને જાણવા યોગી પુરુષો સમાધિ દ્વારા નિર્ણય કરે છે. તે તથા દસ પ્રકારના નાદ સાંભળી યોગીઓ સ્તંભન એટલે કે સ્થિર થઈ જાય છે.

ત્રીજો વર્ગ એટલે નેત્ર સ્થાને ચંદ્ર સૂર્ય રહેલા છે તથા મુખે અગ્નિદેવ રહેલા છે, જેથી વાણી નીકળે છે. નાસિકાએ અશ્વિનીકુમાર નામના દેવ રહેલા હોવાથી ખરી અને ખોટી વાસના ગ્રહણ કરે છે. કર્ણ દ્વાર આગળ દિગ્પાલ નામના દેવ રહેલા હોવાથી નિગમ આધના શબ્દ ટંકાર સાંભળી શકે છે. હૃદયે મહાદેવ તથા નાભિ સ્થાને વિષ્ણુનો અંશ અને ઉપસ્થ ઈન્દ્રિયે રજો ગુણનો અંશ છે. સુરના પતિ ઈન્દ્રનો અંશ હાથમાં છે તથા મારુતિનો વાસ ત્વચામાં છે. શબ્દ, સ્પર્શ, રૂપ અને ગંધ તે હૃદયમાં વ્યાપક રૂપે રહેલા છે.

આપણા શરીરના ભિન્ન ભિન્ન વિભાગોમાં દેવોના અંશો આવીને વસેલા છે. તે જે દેવના અંશો આ શરીરમાં રહેલા છે તે તેનું કામ કરે જાય છે. આ શરીરમાં સકર્તાનો અંશ સ્વયમ્ ગતિએ સર્વજ્ઞ રહેલો છે અને ઉપર

જણાવેલ દેવોના અંશો દૃષ્ટા દ્રગવત્ રૂપે છે. દરેક દેવોના અંશો એકદેશી ગતિ જાણવાવાળા છે અને અંશ બધાની ગતિઓને જાણે છે. આત્મા અને પરમાત્મા એટલે ઓહંગ અને સોહંગ પ્રાણાયામને સજીવન કરવાની ગતિ કર્તાના અંશને છે. કર્તાના અંશને લીધે આ શરીર અહોરાત્રિ હોશિયાર રહે છે, કારણ કે તેને રોમેરોમ અને રગેરગ તેનું હિત રહેલું છે તથા તેની ગતિએ કરીને આખા શરીરમાં મળેલો છે. છતાં પ્રમાણ તથા નિમિત એટલે નક્કી થયેલું આ શરીરનું પ્રમાણ, અમુક મુદતવાળું નક્કી થયેલું હોવાથી અખંડ અંશ ન્યારો છે.

આરસીમાં જોવાથી પોતે અંદર દેખાય છે, પણ વસ્તુસ્થિતિએ જોનારો બહાર છે. તેવી જ રીતે કર્તાનો અંશ આયનાની માફક બહારનો બહાર અને અંદરનો અંદર ગતિએ ઓતપ્રોત રહેલો છે.

જેમ ચુંબકની સત્તાએ સોય નાચે છે તેમ અંશના સંકલ્પબળે ઇન્દ્રિયો ચેતન થઈ મનોકામના પૂરી કરે છે. સંકલ્પનો કરનાર અંશ નિર્લેપ છે છતાં વૃત્તિ દ્વારા ઇન્દ્રિયો ઉપર ભાવ ધારણ કરવાથી સુખદુઃખનો ભોકતા બનેલો છે.

અંશ વિના અંશીપદની સ્થાપના કરી તેનું વર્ણન કરવું તે વ્યર્થ છે તથા અંશે અંશીપદનો મર્મ નહિ જાણવાથી જગતના આચાર્યોએ જગતભરના જીવોને ભ્રમિત કર્યા છે. જે ઈશ્વરો તમે માનેલા છે તેના અંશ આપણે નથી, છતાં તેની સાથે હેત બાંધશો તો અંતે ક્યાં જશો ? તેટલા જ માટે તમો સર્વે આપણા શરીરમાં ખોજ કરો, કારણ કે જેનો અંશ આપણા શરીરમાં નથી, ત્યાં આશા રાખવી શા કામની છે ?

પારસ તથા ચિંતામણીનું ચિંતવન કરનાર મૂળ કારણ ચૈતન્ય જ છે અને તે જ આપણા આપનપુ રહેતપને રહેલું છે. અર્થાત્ દરેક હેતુ શરીર ધારણ કરનાર ચૈતન્ય જ છે. તે ચૈતન્યનું ચિદ્ પદાર્થ ભણી નહિ જતાં ચેતનામાં જ વળી જાય છે. તો તમામ પદાર્થોને ચૈતન્ય સાથે એકતા થાય,

જેથી ચિદ્ પદાર્થ સાથે એકતા છે. ચૈતન્ય સાથે એકતા રાખે તો આખી દુનિયાની એકતા થાય, એમાં જરા પણ નવાઈ નથી. જે ચિદ્ ચૈતન્યને મળવાથી એકતા થઈ છે, એ જ ચૈતન્ય નિજ અંશ છે.

એ જ અંશનો નિજ અંશી જેને આપણે કૈવલ કર્તાના નામથી ઓળખીએ છે, તે સર્વનું સનાતન આદિ પુરુષ છે અને તે સિવાયનું આ પદાર્થનું વિત્ત છે તે તમામ આખરે નાશ પામે છે. જ્યારે અર્ધમાત્રા સ્વપ્ન અવસ્થાનો નાશ થયો, ત્યારે શુદ્ધ તુર્યાના ઘરમાં ગયો ત્યારે કોઈ પણ પ્રકારનો જોશ રહેતો નથી. આ તુર્યાનો પ્રભાવ એવો તો કોમળ છે, એક પણ તત્ત્વ જોરદાર રહી શકે નહિ.

વળી સર્વ અવસ્થામાં શ્રેષ્ઠ અવસ્થા જે ઉન્મુનિના નામથી ઓળખાય છે તે ઉન્મુનિના ઘરની તમને ખબર પણ નથી તો તેનો લક્ષ જાણો શાના ? ક્યાંથી જાણો તેનો લક્ષ તમે રાખો ત્યારેને ? તુર્યા અવસ્થાનો અંત જાણો અને જાણવાની જાગ્રતની આદિના સમય પર અર્થાત્ તુર્યાને ઊતરવું અને જાગ્રત અવસ્થાએ શરૂ થવું, તે દરમ્યાન એટલે કે બંને અવસ્થાની સંધિને વિષે ઉન્મુનિ અવસ્થા હોય છે.

તે ઉન્મુનિનો તમારી પાસે લક્ષ પણ નથી. જ્યારે કર્તાપદને ઓળખ્યું નહિ તો પછી અનંત પ્રકારની જગતમાં રચના છે તેને તો તમો જાણો કેવી રીતે ? વળી વર્ણનની તવારીખ હોય જ શાની તથા કર્તા જાણ્યા સિવાય કૃતની સૂઝ હોય જ નહિ, તો પછી ઓળખવાની વાત જ શી રહી ?

તમો રગેરગના અર્થ કરો પણ જ્યાં સુધી તત્ત્વની ગતિને ઓળખો નહિ ત્યાં સુધી વ્યર્થ છે. તો તે બાબતનો અનુભવ ઉચ્ચાર કરો અથવા તેના જાણકાર થઈ બેસવું તે બધું વ્યર્થ છે. એટલા જ માટે સામાન્ય અને વિશેષ ગતિના અંશોએ પોતાના તન મન દૃઢ કરીને રાખવા જોઈએ. તે કદી પણ ચલાયમાન થાય નહિ.

વળી અખંડ અદ્વૈત પતિ પરમાત્માને પામવા હોય તો તમારા શરીર

રૂપી ખેતરની ઈન્દ્રિયોને સાચવશો અને તે સાચવતા જ્ઞાન તથા વૈરાગ્યનો પૂરેપૂરો બંદોબસ્ત કરી લેજો. નહિ તો ઈન્દ્રિય રૂપી હરાયા ઢોર ફરતા જ રહે છે. લાગ જોઈ તમારા પુનિત ખેતરનો નાશ ન કરે, તે વારંવાર સંભાળશો. તન મનમાં પ્રેમ ઉમંગ એવો તો ધારણ કરો કે તે રોમેરોમ રગેરગમાં પ્રસરી જાય તથા એક અખંડ વૃત્તિથી અહોરાત્રી કૈવલ ધણીનું ધ્યાન ધરો કે જરા પણ સુરતા નુરતા ડગે નહિ.

મનુષ્યપણાનો ગુણ નામથી નખશિખ લેશ માત્ર રહે નહિ તેવી રીતે શરીરને કસોટી આપવી જોઈએ. વળી સુરતા નુરતા ચિત્તવૃત્તિ એકમેક કરીને સર્જનહારના શરણમાં રહી ભજન કરવું જોઈએ.

પતિવ્રતા એનું નામ જેનું ચિત્ત અહોરાત્રી પતિ પરમાત્મામાં જ રહેલું હોય અને હંમેશાં સંસારની ઉપાધિમાંથી મુક્ત થઈ નિશ્ચિંત દશામાં પરમાત્માના ભાગીદાર થાય. એ પ્રમાણે રહેનાર કે રહેણીકરણીવાળો જ ગતિને પામે છે. જેઓ પરમ પરમાત્મા ત્યજી દઈને કદી પણ બીજા દેવનું ભજન કરતા નથી. વળી સર્વેને મળીને સહજ સ્વભાવે રહે છે, છતાં નંદન વંદન જરા પણ કરતા નથી. તે પ્રકારે દેવની કર્મ કથણીની કથા કે ઉપાસનાથી બચીને પતિ પરમાત્મા સાથે પતિવત્ રહેવાથી સકર્તા અતિ પ્રેમથી રીઝી જશે.

આ સર્વ પ્રજા પતિ પરમાત્માની જ છે. કોઈ સાથે કપટ કે દ્વેષ રાખવો નહિ. આપણે સર્વ રીતે કૈવલ ધણીના અંશ જ છે તથા ખુદની સાન્નિધ્યના છે એમ જાણી વર્તવું.

આપણને સાંભળે કે ન સાંભળે અગર કડવા વચન બોલે તેનો પણ રોષ આપણાથી ભરાય નહિ, કારણ કે આપણા ધણી પાપી, ધર્મી, અધર્મીનો કોઈ દષ્ટિથી ભેદ રાખતા જ નથી તે કારણે આપણે તેમના થવાથી આપણાથી પણ ભેદ રખાય જ નહિ.

દુનિયામાં જે ભિન્નતા દેખાય છે, તે તેના સુક્રિત દુષ્ક્રિત ઉપર જ

આધાર રાખે છે. સકર્તા ધણીના ક્રતથી જે રકમો આપવામાં આવે છે, તેમાં કોઈને વધઘટ આપી નથી. પતિવાળા અને પતિ વગરના દરેક પર સકર્તા પતિનું સમાનપણું છે. પણ જે સજ્જન પર પ્રેમ છે, તે બીજા પર નથી. સર્વ પર ઉપલક પ્રેમ સરખો જ છે. અંતરદૃષ્ટિથી સકર્તા સર્જનહાર સર્વજન પર પ્રીત રાખે છે પણ આ બંનેના મર્મ કોઈ જાણી શકે તેમ નથી. પતિ પરમાત્મા સાથે સંગ અને રંગ મર્મ જાણવો મુશ્કેલ છે. જેમ આ બાજુ સ્ત્રી પુરુષ અંતરમાં એકમેક રહે છે પણ જાણ કર્મ એકબીજાના જાણી શકતા નથી, તેવી રીતે નિજ પતિ સાથે પતિનો ઉપાસક એકતા રૂપે રહે છે છતાં જાહેર જગત જાણે નહિ, પણ જ્યારે ત્યારે કોઈ દિવસ જગત જાણતું થઈ જાય છે. જેમ કોઈ કણ જમીનમાં વાવેલો કે નાખેલો હોય તો ઊગી નીકળતા કણ દેખાતો નથી પણ જ્યારે કણસલું થઈ ઉપર આવે છે ત્યારે દેખાઈ આવે છે.

સ્ત્રીએ પરપુરુષ સાથે લંપટ નેહ નહિ કરવો તથા બોલવા ખાસ વિરોધ નહિ કરવો તથા વિષયપણું હંમેશાં માટે છોડી દેવું. પોતાના શરીરમાં વિષય કામ કસીને રાખવો છતાં નિશ્ચય લગાવી પતિ પરમાત્માની ગૃહિણી થઈને સદાવ્રતને માટે લાગી રહેવું. તેવા અજન્મા પતિ સાથે શરીર તથા તન મન સર્વસ્વ છેલ્લામાં છેલ્લું અર્પણ કરી દેવું.

સમર્થ સર્જનહાર સાથે સંયમમાં રહેવું અને આ બાજુ મારે કોઈ નથી એમ માની હું એકલી છું એમ વર્તવું. કર્તાકાર કિંચિત્ માત્ર આલંબન આ બાજુ રહ્યું નહિ અને એક અખંડિત સ્નેહ નિરંતર પતિ પરમાત્મા સાથે હોવાથી આખી દુનિયામાં મારો ખરો મિત્ર નથી. ગદ્ ગદ્ કંઠ હર વખત રહેતા મહાસુખપણાનું સુખ ભૂલી જાય અને રસબસ થઈ પતિમાં મળી જવાથી સ્ત્રી અને પુરુષનું અભિમાન રહે નહિ. આ રીતે જતમત સ્ત્રી રહે તો રહેણીથી નિજ પતિ રીઝે છે તથા આવી રીતે કોઈ સોહાગણ થાય તેની બરાબરી કરી શકે તેવા દેવલોકમાં પણ મળશે નહિ.

આવી રીતે જાણકાર થવાથી હું નિજ પતિનો અંશ છું એમ ભાન

આવ્યું અને જેને સર્જેલું છે તેના પર હેત આવ્યું, એથી આ દુનિયાના ઈષ્ટ પર ચિત્ત લાગ્યું નહિ. કર્તા વગર બનાવટી આ બાજુના ઈશ્વરો છે એમ જાણી છોડી દીધા.

# ભાગ ૫

મનને યોગી બનાવવામાં આવે તો સહેજે સહજ સ્વરૂપની પ્રાપ્તિ થઈ જાય છે. શરીરને સ્વાંગી કે ભોગી બનાવવાની જરૂર રહેતી નથી. અજપા જાપ, પરમ તત્ત્વનું ધ્યાન ધર. સોહમ આપોઆપ શ્વાસોશ્વાસની માળાથી સહજ સ્વરૂપનો પ્રત્યક્ષ અનુભવ થાય છે.

આવા શ્વાસધારી ભેખધારી અજ્ઞાનવશ શિષ્ય અને તેની પરંપરાના મોહમાં ફસાયેલ રહે છે. તેઓની દશા સંસારી જેવી હોય છે, કારણ કે સંસારીજનો પણ પોતાનો વંશવારસો વધારવાના મોહ અને મમતામાં પડેલા હોય છે. છેવટે તો મોહ રાખવો એ પ્રત્યક્ષ કાળના મુખમાં જવા સમાન છે કારણ કે તેનાથી સ્વામીપણાનો અહંકાર અને અભિમાન ઉત્પન્ન થાય છે. અહંકારને લીધે ભેખધારીઓનો વિનાશ થાય છે.

સંતો, સાધુઓ, જ્ઞાનીઓ અને ભક્તો વિરક્ત ત્યાગી બનીને મઢી, મઠ, મકાન કે ઝૂંપડાં, આશ્રમોનો મોહ રાખે છે તેઓના હાથમાં અંતે મૂળ કે ડાળ કંઈ પણ આવતું નથી. જ્ઞાનીજનોએ શિષ્યો, શાખા, મઠ, મકાન, શિષ્યશાખા, આશ્રમ, સેવકો વગેરે ઝંઝટમાં પડવું ઉચિત નથી, કારણ કે તેથી તો નિંદા જ થશે. ત્યાગવૃત્તિમાં રહેનારા પરમ સુખી હોય છે.

દરેક સાધુ ભક્ત જ્ઞાનીએ ગુરુમુખ શબ્દે શબ્દ વિચાર કરીને સત્યના પંથે ચાલવું અને આત્મજ્ઞાનની પગદંડીએ પગ વાળવા. પછી ભલે તેઓ ફરતા રહે, એક સ્થળે સ્થિર બેસે અથવા ઘરમાં રહે તેને દોષ લાગતો નથી. ગુરુમુખી બની આત્મકલ્યાણના અનુગામી બને છે, તેઓ ગમે તેવી દશામાં કે સ્થિતિમાં રહે બાધ આવતો નથી. જે ગૃહસ્થ નિજ સ્વરૂપમાં સ્થિર રહે કે

સહજ દશામાં રહે તે ગૃહસ્થ જીવનમુક્તિનો પરમ આનંદ માની શકે છે.

માગણસે મરના ભલા, મત કોઈ માગો ભીખ,
માગણ મરણ સમાન છે, એવી સત્ગુરુકી શીખ.

જેઓ માગવા નીકળ્યા તેઓ તો મરી ગયા. જેઓ માગવાનો વિચાર કરે છે તેઓ પણ મરવાના છે. પરંતુ જેઓ પોતાની પાસે આપવાની શક્તિ હોવા છતાં ના કહે છે તેઓ તો માગનારની પહેલાં જ મરી ગયા છે. અર્થાત્ માગનાર કરતાં ના કહેનાર વધુ દોષિત થાય છે.

સાહેબ કહે છે કે જે મનુષ્ય ભક્ત સંત સંગતિમાં જઈને પણ પોતાનું મન અને મત છોડતા નથી તે કોરા ને કોરા જ રહી જાય છે. તેઓ સંત પાસેથી સત્સંગના લાભ મેળવી શકતા નથી.

વિવેકીજનોનું મન સોહંગ હંસામાં રમતું હોય છે. હંસજનોનું મન શ્વાસોશ્વાસમાં સોહમ હંસનું રટણ કરતું હોય છે અને શ્વાસે શ્વાસે જગત એટલે સ્વર શબ્દના અખંડ માર્ગમાં ઓતપ્રોત કરેલું હોય છે. અર્થાત્ સુરતિ સાર શબ્દમાં લાગેલી હોય છે. પરંતુ વિવેકશૂન્ય દુર્જનોનું મન બગલા જેવું હોય છે. તે કોઈ પ્રકારના અંકુશ સ્વીકારતું નથી અને લખચોરાશીના ફેરામાં ચાલ્યું જાય છે.

મનુષ્યો ભજન સત્સંગમાં જઈ ઘણા પ્રકારની સાખી, ભજનો અને દોહાઓ સાંભળે છે પરંતુ મનમાંથી સંસારનો મોહ અને આસક્તિ દૂર કરી શકતા નથી અર્થાત્ રાતદિવસ ભજનો સાંભળવા અને ગાવા છતાં જેવા ને તેવા રહી જાય છે. આત્મલક્ષી જરા પણ પ્રગતિ કરી શકતા નથી. મનુષ્યો દેખાદેખી કે શરમાશરમી ભજનોમાં જાય છે, પોતે ભજનો ગાય છે, સાંભળે છે પરંતુ તેની સાથે એકરસ થઈ શકતા નથી. મોઢેથી બોલે છે, કાનેથી સાંભળે છે પણ મનમાં તરબોળ થઈ શકતા નથી. એવા મનુષ્યો ભજનો ગાવાથી કે રચવાથી ભક્તો કહેવાયા છે. પરંતુ ભક્તિનો સાચો રંગ અને આત્મ જાગૃતિ પામી શકતા નથી. ગાયું પણ સમજાયું નહિ. ભજન કે

નામસ્મરણ સાથે તન્મયતા પ્રાપ્ત થવી જોઈએ. તન્મયતા વગર ભજન કે સ્મરણ કેવળ બહારના આડંબર રૂપ છે.

પૂર્વજન્મના સદ્‌ભાગ્યથી મનુષ્ય તન મળ્યું. તેમાં વળી સંતનો સમાગમ અને સત્સંગ પ્રાપ્ત થયો. છતાં મનુષ્ય પોતાના આ સદ્‌ભાગ્યને સમજતો નથી અને સંતો પાસે જઈને પણ સંસારના ભોગોની ઇચ્છા અને માગણી કરે છે. આત્મજ્ઞાન જાણવાની જિજ્ઞાસા રાખતો નથી કે જેનાથી બધું જ પ્રાપ્ત થાય છે.

શબ્દનો માર્ગ અત્યંત કઠીન હોય છે. તે માર્ગ પર જેવા તેવા કાયર માણસથી ચાલી શકાતું નથી. અર્થાત્ ગુરુ માર્ગમાં એ જ ટકી શકે કે જે ખરો ઊતરે છે, જે મનનો નિર્મળ અને દ્ઢ હોય છે. જો જ્ઞાની એટલે વિચારવાનને વિચારવાન મળી આવે તો જ્ઞાનાનંદની લૂંટાલૂંટ થાય છે અને જો વિચારવાનને અજ્ઞાની એટલે કે કૃતઘ્ની અને દુષ્ટ વિચારવાન મળે તો માથાકૂટ અને કડાકૂટ સિવાય કંઈ લાભ થતો નથી.

સત્સંગનો પારસ લાગ્યા સિવાય સંત સંગતિ અને ગુરુની કસોટીમાંથી પાર નીકળ્યા સિવાય માણસ સાચો માણસ બની શકતો નથી. સત્સંગ સિવાય માનવજીવન એળે વહી જાય છે. તે કંઈ કામમાં આવતું નથી. સંત જ્ઞાનીનો શબ્દ ઉપદેશ શુભ લક્ષણવાળો અને કલ્યાણકારી હોય છે. સંત જ્ઞાની ઉદાર દિલના હોય છે. જે દાસ ભાવે તેમની પાસે જાય છે તેને અણમોલ સાર શબ્દ આપી દે છે.

કથાવાર્તા અને જ્ઞાનચર્ચા કરો તો ચકલામાં અર્થાત્ મેદાનમાં કરો, કોઈથી છુપાઈને કરશો નહિ. સત્સંગથી આત્મવિચાર કરો તો બેથી અધિકનો સંગ રાખશો નહિ અને ધ્યાન ભજન સ્મરણ એકાંતમાં એકલા કરો. તે વખતે બીજા કોઈને સાથે રાખશો નહિ. ભાવ એ છે કે કથાકીર્તનમાં વધારે માણસોનો મોટો મેળો જરૂરી છે. આત્મચિંતનમાં બે વ્યક્તિની જરૂર છે અને ધ્યાન ધરવામાં એકાંતની જરૂર છે.

સંત સંગતિ અને ગુરુ ભક્તિ બંને જેટલી વધારો તેટલી વધતી જાય છે. નીચ માણસની સંગતિ કે સ્વાંગધારી ભેખધારીઓની સંગતિ અને ગધેડાનો શબ્દ એ આરંભમાં ઘણો જ હોય છે પરંતુ છેવટે ઘટી જાય છે અર્થાત્ સંત અને જ્ઞાનીઓની સંગતિ અને ગુરુ ભક્તિ પ્રારંભમાં અલ્પ સ્વરૂપે હોય છે પરંતુ વધતાં વધતાં સ્વર્ગ સુધી પહોંચી જાય છે અને સ્વાંગધારીઓનો શબ્દ અને ગધેડાનો શબ્દ આરંભમાં મોટો દેખાય છે, પરંતુ અંતે નરમ પડી જાય છે. ગધેડું ભૂંકે ત્યારે મોટા અવાજે ભૂંકે પછી તેનું ભૂંકવું ધીમું પડી જાય છે.

હરિજન એ કહેવાય કે જેમને હરિ રૂપ સદ્‌ગુરુ પરમાત્માનો સંગ પ્રાપ્ત થયેલો છે. એવા હરિજનોને ગમે તેટલી વિપત્તિ આવે તો પણ તેઓ શબ્દનો સંગ અને નિજ સત્‌નામ ભૂલતા નથી. દિવસે દુગણો અને રાતે ચોગણો નિજ નામનો રંગ તેમને ચડતો જાય છે.

સદ્‌ગુરુ સાહેબ કહે છે કે હે દાસ ભક્ત, તારે શી વાતની કમી છે કારણ કે તારા મસ્તક પર તો સમર્થ સદ્‌ગુરુનો વરદ્ હસ્ત સદાસર્વદા બિરાજમાન છે. જો તું તારા દાસત્વ ભક્તિભાવમાં અનન્ય નિષ્ઠાવાન રહે તો સર્વ પ્રકારની સિદ્ધિઓ અને રિદ્ધિઓ તારી સેવામાં સર્વદા હાજર રહેશે અને મુક્તિઓ તો તારો પડછાયો બની રહેશે. પડછાયો જેમ સાથ છોડતો નથી તેમ દાસત્વયુક્ત ભક્તોનો સાથ મુક્તિ પણ છોડતી નથી.

ભક્તજન કે સંતજન જ્યારે દાસભાવને પ્રાપ્ત કરે છે ત્યારે રિદ્ધિ, સિદ્ધિ અને મુક્તિ તેની પાસે હાજરાહજૂર થઈને રહે છે. હંસજનોમાં જો દીનતા ભાવ આવી જાય તો તેમને એવું શ્રેષ્ઠ પદ મળે કે જેણે બ્રહ્માદિ દેવો પણ પામી શકતા નથી. ગમે તેવા દુઃખદ સંજોગોમાં પણ જે ભક્તજન સદ્‌ગુરુ અને સંતનો સંગ છોડતો નથી અને આવી પડેલા સુખદુઃખને માથે ચડાવી, સદ્‌ગુરુ સંતજનોની ભક્તિમાં સદા લવલીન રહે છે, તે જીવનમુક્ત બને છે. જો કોઈ કસોટીમાંથી પસાર થવાનું આવે તેમાંથી ભક્ત હર્ષ સાથે

પસાર થતો રહે અને કદાપિ સદ્દગુરુ સંતનો સંગ છોડે નહિ. જેમ પાટ ચડાવ્યા સિવાય કપડાને રંગ લાગતો નથી તેવી રીતે સંતની કસોટી સિવાય દાસ કે ભક્ત નીવડતો નથી

ગુરુ તો સર્વને ચાહનારા છે, પરંતુ ગુરુને ચાહનારો કોઈ વિરલ જ હોય છે, કારણ કે જ્યાં સુધી જીવ શરીરની શક્તિમાં પડેલો હોય છે ત્યાં સુધી તે દાસ થઈ શકતો નથી.

દેહાધ્યાસ છોડી મનુષ્ય આત્મભાવને પ્રાપ્ત થતો નથી ત્યાં સુધી દાસત્વ ભાવ આવતો નથી. જેઓ ચિદ્ કર્મો કર્યા છતાં કર્તવ્ય અભિમાનમાં પડતા નથી તેઓને કર્મબંધન લાગતું નથી. આવી રીતે વર્તનારા જ દાસ કહેવા યોગ્ય છે.

નામ તો દાસનું ધારણ કરી લે છે, પરંતુ મનમાં દીનતાનો ભાવ બિલકુલ હોતો નથી એવા કપટી મનુષ્યો કૂતરાની ચાલ ચાલવાવાળા છે અને તેઓ સંસારના વિષયોમાં આસક્ત બનેલા હોય છે. કપટી મનુષ્યો પોતાને દાસ કે ભક્ત કહે છે, પરંતુ દાસત્વનો ભાવ હૃદયમાં હોતો નથી. કૂતરો જેમ લાલચથી એક ઘરેથી બીજા ઘરે ભટક્યા કરે છે, એ રીતે દીનતા ભાવથી રહિત દાસ પણ લોભ લાલચમાં એક ઘરેથી બીજે ઘરે ભટકયા કરે છે. સ્થિરતા ભાવ તેમનામાં આવતો નથી. જ્યાં કોઈ સ્વાર્થ સધાતો હોય ત્યાં ઢળી જાય છે. દઢ નિષ્ઠાવાન રહેતા નથી.

હરિ પરમાત્મા દાસ સેવકના દુઃખે દુઃખી હોય છે. એક ક્ષણમાં પ્રગટ થઈ નિહાલ કરી દે છે અને કૃતાર્થ બનાવે છે. જે નિષ્ઠાવાન અને નિર્મળ દશાને પામેલો અને સદાસર્વદા સદ્દગુરુ ચરણની આશાવાળો છે, તેવા દાસ ભક્તને તીર્થો પણ આશા કરે કે કયારે આવીને સ્નાન કરે અને અમે પાવન થઈએ.

ભક્તિનો પ્રાણો સાથેનો સોદો છે. માટે સંપૂર્ણ મનોભાવ સાથે ભક્તિ કરવી જોઈએ. આ શરીર છૂટી જાય તો ભલે, પરમાર્થનાં કામો કરવામાં

પાછી પાની કરવી નહિ જોઈએ.

ભક્તબીજ પલટે નહિ, જો જુગ જાય અનંત,
ઉચ્ચ નીચ ઘર અવતરે, હોય સંતકા સંત.

સાહેબ કહે છે કે ગમે તેવા સંકટો કે ઝંઝાવતો આવે છતાં ભક્તનું બીજ સંસ્કાર અનંત યુગો વીતી જાય પણ પલટાતું નથી, નાશ પામતું નથી. કર્મ સંયોગે ઉચ્ચ કુલ કે અધમ કુલમાં જન્મ થાય પરંતુ તે જીવ પોતાના ભક્તિના અંકુરને લઈ સંત કે ભક્ત સ્વરૂપે જીવન જીવી કૃતાર્થ થાય છે.

ભક્તિ અને ભેખમાં ઘણું અંતર રહેલું છે. જેમ ધરતી અને આકાશ વચ્ચે અંતર છે, તેમ સ્વાંગ બનાવવો અને ભક્તિ કરવી એમાં ઘણું અંતર છે. ભક્ત તો સદ્‌ગુરુનાં ચરણકમલમાં લવલીન રહે છે, જ્યારે ભેખધારીઓ સ્વાંગધારીઓ જગતની આળપંપાળની જંજાળમાં પડેલા હોય છે. ભક્તિ એ પરમ પિતા સદ્‌ગુરુ પરમાત્માનું સ્વરૂપ છે અને ભેખ એ બીજી વસ્તુ છે. ભક્તિનો સંબંધ હૃદય સાથે છે કે જે હૃદયમાં સ્વયં સદ્‌ગુરુ પરમાત્મા બિરાજમાન છે. જ્યારે ભેખ શરીર અને માયા સાથે સંબંધ ધરાવે છે. ભક્ત સ્વયં ભગવાન સ્વરૂપ છે. ભેખ અને સ્વાંગ મનની કલ્પના રૂપ તરંગ છે. ભક્તિ અને ભક્તનો સંબંધ આત્મા સાથે છે જ્યારે ભેખનો સંબંધ મન સાથે છે.

આવો સર્વોત્તમ ભક્તિ રૂપ પુરુષાર્થ મનુષ્યને જ્યારે સાચા સદ્‌ગુરુ સહાય કરે ત્યારે જ પ્રાપ્ત થાય, પૂર્ણ ભાગ્યોદય વિના પ્રેમભાવ અને શ્રદ્ધાયુક્ત ભક્તિ મનુષ્યને પ્રાપ્ત થતી નથી. ભક્તિ રૂપ પરમ પુરુષાર્થ સદ્‌ગુરુ દેવની સહાયતા અને અનુગ્રહ વિના મનુષ્યને પ્રાપ્ત થતો નથી. સદ્‌ગુરુની સાચી ભક્તિ પ્રાપ્ત થવી અત્યંત કઠિન છે અને એ તો શૂરવીર જ પ્રાપ્ત કરી શકે. તેમાં કાયરનું કામ નથી. શૂરવીર પોતાના હાથે પોતાનું મસ્તક કાપી ભૂમિ પર મૂકી શકે છે. તેવા વીરલાને સત્‌નામ કૈવલની પ્રાપ્તિ થાય છે.

જ્યાં સુધી મનુષ્ય મન, મર્યાદા અને અહંકાર છોડી શકતો નથી

ત્યાં સુધી કૈવલ ભક્તિનો અધિકારી બની શકતો નથી. સર્વ ઘટવાસીમાં રમૈયાથી આત્મારામની અને કૈવલ ભક્તિ પ્રાપ્ત થવી અત્યંત કઠિન છે. મન માયાના મિથ્યા અભિમાની અને લાલચુંનું કામ નથી, આઠે પહોર રાતદિવસ અને ચોવીસ કલાક મન માયા સાથે ઝઝૂમતો રહી પોતપોતાના ચૈતન્ય સ્વરૂપમાં અનન્ય ભાવે દઢ હોય છે તેનું કામ છે. જેમ તલવારની ધાર પર ખેલનાર કદી ડગી જાય તો બે ટુકડા થઈ જાય અને સ્થિર મનવાળો હોય તે પાર ઊતરી જાય છે.

જેઓ અંતરવૃત્તિવાળા હોય છે તેઓ સત્‌નામની કૈવલ ભક્તિમાં દઢ આસ્થાવાળા હોય છે. તેઓ ભવસાગર તરી જાય છે. બાહ્યવૃત્તિવાળા દેવી દેવતાની ભક્તિમાં પડેલા હોવાથી, અસ્થિર આસ્થાવાળા હોવાથી તે ભવસાગરમાં ડૂબી મરે છે. ભક્તિ એ મુક્તિની નિસરણી છે. સાચા ભક્તજનો તેના પર સહર્ષ ચઢી જાય છે, તે સિવાયના અન્ય મનુષ્યો તેના પર ચઢી શકતા નથી. જેમણે પોતાના મનને સમજના ઘરમાં આણેલું છે તેઓ ચઢી શકે છે.

મનુષ્યો લાખો પ્રયત્ન કરે પણ સદ્‌ગુરુની ભક્તિ સિવાય મનુષ્યનો ઉદ્ધાર થતો નથી. જેઓ સાર શબ્દના પ્રેમી બની તેમાં લવલીન રહે છે, તેઓ અવશ્ય નિજ ઘરમાં છતે દેહે પહોંચી જાય છે. સ્વ સ્વરૂપનો પરિચય કરાવનાર સાર શબ્દની પ્રાપ્તિ સિવાય મનુષ્યનો આત્મોદ્ધાર થતો નથી.

ભક્તિનો રસ્તો ઘણો સાંકડો અને રાઈના દાણાના દસમા ભાગ જેટલો સૂક્ષ્માતિસૂક્ષ્મ છે. એ માર્ગમાંથી પસાર થનારું જે મન એ તો સંસારના વિષયોમાં મહાલીને મોટું હાથી જેટલું મદોન્મત્ત બનેલું છે. તે કેવી રીતે આવજા કરી શકે ? અર્થાત્ સંસારી મન ભક્તિ માર્ગમાં ચાલી શકતું નથી. ભક્તિ સર્વોપરી છે અને ભાગ્યશાળી જ તેને પ્રાપ્ત કરી શકે છે.

સંતજનો પુકારી પુકારીને કહી રહ્યા છે કે સત્યનું સ્મરણ સર્વ કોઈ કરી શકે છે. તેમાં વર્ણ, આશ્રમ, જાતિ, ગરીબ કે તવંગરનો કોઈ ભેદભાવ

નથી. સત્ય ઉપાસનામાં મનુષ્ય માત્રનો અધિકાર છે. ભક્તિ નામ લીધા સિવાય તેમ જ ભેખ અને સ્વાંગ રચ્યા વગર પણ થઈ શકે છે, કારણ કે ભેખ, સ્વાંગ અને ભક્તિમાં મોટું અંતર રહેલું છે. એ કોઈ વિરલ જ જાણે છે.

મનુષ્યના મનમાં ભક્તિ કરવાની ઘણી હોંશ હોય છે, પરંતુ તેઓ મનની વાસનાને દૂર કરી શકતા નથી તેથી ભક્ત બનવાની ચાહના રાખે તો પણ ભક્ત બની શકતા નથી. જ્યાં સુધી દેહસંબંધ મનમાંથી દૂર થતો નથી, દેહાધ્યાસ છૂટતો નથી ત્યાં સુધી કૈવલ ભક્તિ બની શકતી નથી અને ભક્તિ વિના સંત થઈ શકાતું નથી. અહંકાર રૂપી ગાંઠ મનમાંથી દૂર થતી નથી તેથી હૃદયમાં સાચી ભક્તિ પેદા થતી નથી.

સહનશીલતા રૂપ ખેતરમાં સારી રીતે સત્યનામ સ્મરણનું બીજ વાવવું જોઈએ. ભલે નવ ખંડ ધરતી અને એકવીસ બ્રહ્માંડો સૂકાઈ જાય, ખાલી પડી જાય પણ આવી રીતે વાવેલું ભક્તિનું બીજ કદી નષ્ટ થતું નથી. સત્ય ભક્તિનું અંકુર પ્રલય કાળમાં પણ નષ્ટ થતું નથી.

પ્રેમભાવ વિના દેખાદેખી અગર શરમાશરમીથી જે કોઈ ભક્તિ કરવામાં આવે છે તે કેવલ દંભ રૂપ જ છે. કેવલ પેટ ભરવા ખાતર આવા બ્રહ્માંડભરનો આશરો લઈ મનુષ્યો પોતાની ચોર્યાસી લાખ યોનિના સાર રૂપ શ્રેષ્ઠ માનવતાને ગુમાવી દે છે. પૂર્ણ ભાગ્ય વિના પ્રેમ અને પ્રીતિ શ્રદ્ધાયુક્ત સાચી ભક્તિ મનુષ્યને પ્રાપ્ત થતી નથી. આત્મપ્રેમ વગરની ભક્તિ એ કંઈ ભક્તિ નથી. આવા આત્મપ્રેમ વિહીન ભક્તોથી તો આખું જગત ભરપૂર છે. દેવી દેવતા કે અવતારોની અન્ય પ્રકારની જડ ભક્તિ કરનારા મનુષ્યો જગતમાં ભરપૂર છે. જ્યાં સાચી ભક્તિ છે ત્યાં દેહ સ્વાંગ, પ્રપંચ, પાખંડ કે આડંબરની આવશ્યકતા નથી. સંસારમાં પ્રેમભાવપૂર્વક સાર નામ સત્‌નામ કૈવલ ભક્તિ પ્રાપ્ત થવી દુર્લભ છે.

આરત, દીન અને દુઃખી ભાવે સદ્‌ગુરુની ભક્તિ કરો. તેથી સર્વ કાર્યો સિદ્ધ થાય છે, પરંતુ આવી આશા રાખી ભક્તિ કરવી નહિ. નિષ્કામ

ભક્તિ કરવી એ સાચા ભક્તની શોભા છે. સૂર્યોદય થતાં રાત્રીનો અંધકાર દૂર થઈ જાય છે તેમ હૃદયમાં ગુરુજ્ઞાન આવતાં સર્વ પ્રકારની દુર્મતિ દૂર થઈ જાય છે.

અત્યંત લોભ કરવાથી સુમતિનો નાશ થાય છે. અભિમાન આવવાથી હૃદયમાંથી ભક્તિ દૂર થઈ જાય છે. સંસારમાં જે કંઈ કર્મ છે તે બધાં કર્મ બંધનકર્તા છે. સદ્‌ગુરુની ભક્તિ એ જ એવું કર્તવ્ય કર્મ છે; નેહ કર્મ છે એટલે કે મુક્તકર્તા છે. તેથી તમે સદ્‌ગુરુની ભક્તિ ધારણ કરો, તો તમે બંધનમુક્ત થશો.

સદ્‌ગુરુ સાહેબ કહે છે કે ભક્ત પોતે ભગવાન હરિનું સ્વરૂપ છે. પરંતુ અજ્ઞાની મનુષ્યો એ વાતને જાણતા નથી. પહેલાં તો સાધુ સંત જ્ઞાનીને મસ્તક નમાવે છે અને પાછળથી પડપૂછ કરી અભિમાન કરે છે. ઘણા ઘમંડી માણસો સાધુ સંત પાસે જઈ તેમનો ભેદ સહજ ભાવે લઈ લે છે અને પછી અપમાન અને તિરસ્કાર કરે છે. પરંતુ તે અજ્ઞાનીને ભાન હોતું નથી કે તે ખુદ પરમાત્માનું જ અપમાન કરી રહ્યા છે. તે મહાન ઘાતક રૂપ છે. કારણ કે સંત, જ્ઞાની, ભોમિયો કે ભક્ત ખુદ પરમાત્માનું જ સાક્ષાત્કાર સ્વરૂપ છે.

સત્ય ભક્તિનો મહેલ ગગનચુંબી છે. તે દૂરથી જ દૃષ્ટિગોચર થાય છે, કારણ કે કૈવલ ભક્તિ સગુણ નિર્ગુણથી પર એટલી બધી ઉચ્ચતમ છે કે તેનો પ્રભાવ હરકોઈની નજરે પડી શકે તેમ છે. તેની શોભા, પ્રભાવ, સુંદરતા કોઈ રીતે વર્ણવી શકાય તેમ નથી.

કબીર સાહેબ કહે છે નેહઃઅક્ષર, રહેત ઘર અને સાર શબ્દ હે ધર્મદાસ ! તને પોતાને આપું છું કે જેની ગતિની અત્યાર સુધી ભવસાગરમાં કોઈને જાણ નથી. હે ધર્મદાસ, આ લક્ષની પરમ મહાન ગતિ મેં તને ખૂબ સરસ રીતે સમજાવી, તે તારા ઉરમાં રાખજે અને નેહઃઅક્ષર, રહેત ઘર, સાર શબ્દની ગતિ જો કોઈના આગળ કહે તો મારા તને કરોડ સોગન છે.

પરમ ગુરુ કરુણાસાગર કહે છે કે ઉપર પ્રમાણે ધર્મદાસને જે લક્ષ

આપ્યો, જેની અર્થવાર ગતિ ફક્ત ધર્મદાસને જ સમજાવી હતી. તેનો ખુલાસો અત્યાર સુધી કોઈ મેળવી શક્યા નથી. જે કારણને લીધે પરમ દયાળુ ગુરુદેવ વર્ણનપૂર્વક આ મહામંત્રનો ભેદ ખુલ્લો કરે છે તે સાંભળો. નેહઃ અક્ષર, રહેત ઘર, સાર શબ્દ આ ત્રણ મંત્ર છે. આ ત્રણનો આશય મુદ્દો એક જ છે. સાહેબે ધર્મદાસને સમજાવી જે સમાધાન કર્યું છે તે સંબંધી કોઈ જાણતું નથી. માત્ર ઉપલક શબ્દના ઉચ્ચાર વડે સાર શબ્દ, નેહઃ અક્ષર, રહેત ઘર બોલે છે. આ વિષે આ પંથમાં મહાનમાં મહાન ગુરુ લક્ષની ઉણપ છે. તેનો પ્રકાશ કરી આપું છું.

હવે સાર શબ્દ, નેહઃ અક્ષર, રહેત ઘરનો ખુલાસો કરું છું. મારા સંતો સચેત સદ્‌બુદ્ધિવાળા થઈ સાંભળો. સાર શબ્દ, નેહઃ અક્ષર અને રહેત ઘર ત્રણેના અનુભવ વિષે તથા તેની શું ગતિ છે તે લક્ષ રખીને સાંભળો. જે તે કોટિના દેવતા લોકો, મનુષ્યો, પશુઓ અને પતંગ આદિ જે જે જાતિના લોકોમાં જે જે પરિવર્તન થાય તે અંતઃકરણ વડે જ થાય છે. અર્થાત્ દેવના અંતઃકરણ વડે દેવોનું પરિવર્તન, મનુષ્યના અંતઃકરણ વડે મનુષ્યનું પરિવર્તન તથા પશુપંખીના અંતઃકરણ વડે પશુપંખીનું પરિવર્તન થાય છે. આ અંતઃકરણથી જે શબ્દોનો ધ્વનિ ઊઠે, જીભ દ્વારા બહાર આવે છે, ત્યારે જે તે જાતિના લોકો જે તે શબ્દને સમજી શકે છે. આ અંતઃકરણની સ્ફૂરણા વિના કોઈ પણ રીતે શબ્દ બહાર આવી શકે તેમ નથી. આ ઉપરથી સિદ્ધ થાય છે કે સઘળા લોકોમાં જે તે શબ્દનો ઉચ્ચાર થાય છે, તે તમામ અંતઃકરણ દ્વારા જ થાય છે અને તે જાતિના લોકો જ સમજી શકે છે.

ઉપર પ્રમાણે નિશ્ચય થાય છે કે શબ્દ માત્રનો કર્તા અંતઃકરણ છે તથા શબ્દ માત્રનો વિકાસ પ્રણવ સિવાય થતો નથી, એટલે કે અંતઃકરણ અને પ્રણવ એ બંને મળીને શબ્દને બહાર પાડે છે. જ્યારે કોઈ તત્ત્વજ્ઞ પુરુષ અંતઃકરણનું મંથન કરી, વિકારી તત્ત્વોના વિભાગને જુદા કરી નાખે, તો અંતઃકરણનો જથ્થો ધીમે ધીમે વેરાઈ જાય છે. આમ વેરાઈ જાય તો લાંબી મુદતે અંતઃકરણ વિરામ પામે છે. જ્યારે અંતઃકરણ વિરામ પામે ત્યારે પ્રણવ

અંતઃકરણની ભાવના સિવાય એકલો પડે છે. આમ પ્રણવ એકલો પડતાં તેને જાગ્રત કરનારું આ સ્થળે કોઈ તત્ત્વ રહેતું નથી. તે વખતે આ પ્રણવ એકલમય હોઈ નિહંગ સ્વરૂપે રહે છે. આમ સર્વ શબ્દને પોતાનામાં સમાવી મૂળ સ્વરૂપે જે પ્રણવ થયો તેનું જ નામ સાર શબ્દ છે. આથી સર્વ શબ્દોના સાર રૂપે રહેલો હોઈ તે વખતે શુદ્ધ મહદ્ બ્રહ્મના અંશ રૂપે એમ જાણવું.

આ બાજુની સઘળી ઉપાધિથી પ્રણવ જ્યારે મુક્ત થાય છે ત્યારે તે પ્રણવ મહદ્ બ્રહ્મનું જીવન પામી બ્રહ્મ સાથે એકમેક રહે છે. આ પ્રકારે એકમેકતાપૂર્વક બ્રહ્મ સાથે સઘળો સંબંધ દેખાય છે. આ સ્થાને કોઈને શંકા થાય કે જે પ્રણવનું સ્વરૂપ નિહંગ થયું તેને પિંડમાં રહેવાનો શો આધાર છે ? તેનો ઉત્તર છે કે જે લઘુ વસ્તુ છે તે દીર્ઘના આધારે જીવતોજાગતો રહે છે. આ બાજુનું પોષણ જે અંતઃકરણો દ્વારા મળતું હતું તે બંધ થઈ ગયું અને તે બાજુ એટલે બ્રહ્મથી મળતા પોષણથી પોષાય નહિ પણ સ્વયં પુષ્ટિપાન મેળવે છે.

હવે નિશ્ચયપૂર્વક આવ્યો છું કે આ પ્રણવમાં શબ્દ તથા અંતઃકરણ સમાઈને રહેલા છે. એથી અંતઃકરણ અને શબ્દનો નાયક અજપો છે. આ અજપાથી શબ્દ માત્રનું ક્રત સ્ફુરે છે. આ પદના અભ્યાસી જે મહાન પુરુષ અભ્યાસ કરતા હોય ત્યારે તેમને શુદ્ધ ગાઢ સુષુપ્તિ અવસ્થા પ્રાપ્ત થાય છે. આ ગાઢ સુષુપ્તિ અવસ્થાનું વર્ણન કરું છું તે દરેક જીવને નિંદ્રા કાળે વર્તે છે તે નથી, કારણ કે આપણને સામાન્ય માણસને સુષુપ્તિ અવસ્થા થાય છે તે અનેક મલીન વિચારોથી ભરેલી હોય છે, વાસનાઓના ખજાના રૂપે રહે છે. એટલે સર્વ દુઃખના મૂળ રૂપે છે. હું જે શુદ્ધ સુષુપ્તિ કહું છું તે તો સર્વ વિકારોથી રહિત હોઈ સર્વ સુખના મૂળ રૂપે રહેલી છે. જ્યારે અભ્યાસીને આ અવસ્થા પ્રાપ્ત થાય છે ત્યારે પુરુષની દૃષ્ટિ વિશાળ અને વ્યાપક થઈ જાય છે અને તે આખાય બ્રહ્માંડના તત્ત્વોની ગતિ જેમ છે તેમ જોઈ શકે છે. આ ન્યાયે શુદ્ધ ગાઢ સુષુપ્તિનું પરિવર્તન થાય ત્યારે શરીર માત્રના સઘળા ક્રત નાશ પામે છે. તે સમયે આ અવસ્થાથી પર જે તુર્યા અવસ્થા રહી છે તેને આ

સ્થાને ઢંઢોળી જાગ્રત કરનારી કોઈ અવસ્થા રહેતી નથી. આ સ્થાનને લીધે તુર્યા અવસ્થા પણ વિરામ પામે છે. આ બન્ને અવસ્થા વિરામ પામતા શુદ્ધ આકાશની માફક નિહંગ સ્વરૂપે પ્રણવ તત્ત્વ એક અદ્વૈત રૂપે રહે છે. તેનું જ નામ સમદમ. આ સમદમ પ્રણવ એ જ સાર શબ્દનું સ્વરૂપ છે.

હવે નેહઃ અક્ષર. શુદ્ધ ને ખરા સાર શબ્દના સ્વરૂપનું આપણે ઉપર વર્ણન કરી ગયા. આ સાર શબ્દ આપણે જેને કહીએ છીએ એ સમદમ શ્વાસ રૂપે હોઈ અક્ષરોની માળા સિવાયનો છે. વળી કોઈ પણ તત્ત્વ આ સ્થળે રહેવા પામતું નથી. આ કારણે અંતિમ પહોંચેલા અભ્યાસીઓને અજપો કોઈ પણ આકાંક્ષા સિવાયનો નિષ્કામ રૂપે સહજા ગમન કરે છે. વળી અક્ષરની માત્રાઓ જે બાવન છે તે પણ આ સ્થાને નથી, એટલે કામની આકાંક્ષાની સ્ફુરણા કોણ કરી શકે ? અર્થાત્ કોઈ નહિ. એથી જ નિષ્કામ સમદમ અજપાના સ્વરૂપ નેહ અક્ષર છે એમ જાણજો.

હવે રહેત ઘર. પંચભૌતિક શરીરને લપટાઈને રહેલી દશ ઈન્દ્રિયો આ સંસારમાં વિધ વિધ કર્મ કરવાવાળી છે. આમ છે છતાં મોટા પુરુષોની જ્યારે શુદ્ધ સુષુપ્તિ થાય છે ત્યારે આ બધી ઈન્દ્રિયોના ક્રત સર્વાંગ લીન પામી જાય છે. એ સમયે સર્વ ઈન્દ્રિયો ઉપર શાસનકર્તા કોઈ નથી. એટલે હુકમ કોણ કરે ? અર્થાત્ કોઈ નહિ. વળી ગુણ આદિની પકડ આ સ્થાને નથી, ત્યારે પ્રણવ અતિ શુદ્ધ એકલમય હોઈ પરબ્રહ્મ સાથે એકરસ રહે છે. આ અતિ વિશુદ્ધ એકરસપણું જે છે તેનું નામ જ રહેત ઘર છે. વળી આ બાજુના ક્રતમાંથી નિવૃત્ત થયેલ શુદ્ધ નિહંગ પ્રણવ તે જ ખરું રહેત ઘર. તે અનુભવ દ્વારા સિદ્ધ થાય છે. પરમ ગુરુ કરુણાસાગર કહે છે કે શરીરનાં સઘળાં તત્ત્વો પ્રણવને ઢંઢોળી જાગ્રત કરતા હોવાથી પ્રણવ ગમન કરતો હતો. તે જ્યારે આ સઘળાં તત્ત્વોને અભ્યાસીજનો ધીમે ધીમે ગુરુ લક્ષ જ્ઞાન વડે વિરામ આપતા ગયા તેમ તેમ પ્રણવનો વેગ ઓછો થતો ગયો. જ્યારે સઘળાં તત્ત્વોની આકાંક્ષા ઊઠતી બંધ પડી અને પ્રણવ નિવૃત્ત દશાએ પહોંચ્યો ત્યારે તેનું સ્વરૂપ સમદમ રૂપ થયું. આ સમદમ સ્વરૂપ શરીરની ભીતર અને શરીરની

બહાર સભરાભર રૂપે રહ્યું છે. આ પ્રમાણે ભીતર બહાર સભરાભર જે સ્વરૂપ રહ્યું તે જ સ્વરૂપનું નામ રહેત ઘર છે. દરેક આકાંક્ષાઓથી નિવૃત્ત થયેલું આ રહેત ઘર છે તે જાણવું.

સાર શબ્દ, નેહઃ અક્ષર અને રહેત ઘર ત્રણે લક્ષનો સારાંશ પંચભૌતિક શરીરના અંતરપટ પર આવેલો છે. તેને વિધ વિધ પ્રકારની સમજૂતિ આપી સમજાવ્યો છે. આ પ્રમાણે સમજણની સમજનો જે અધિકારી હશે તેને માટે સદાસર્વદા સુખનું ધામ સુલભ છે. કબીર સાહેબનો ધર્મદાસ પ્રત્યેનો ઉપદેશ પૂરો થાય છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આ અંકુરની આગળ કોઈ ગતિ પહોંચી નથી તેનો સંપૂર્ણ ખુલાસો હવે થાય છે.

જો સકર્તાને અરૂપ કહીએ તો સ્વરૂપને સ્વરૂપ તરીકે આ દશ્યમાન જગત પ્રગટપણે દેખાઈ રહ્યું છે અને સ્વરૂપે જોવાની ઈચ્છા હોય તો આપના શરીરમાં ખોજ કરી જુઓ. આ બંને પ્રશ્નના નિરાકરણ માટે સમર્થ પરમ ગુરુ કહે છે કે સકર્તા સત્ કૈવલનું સ્વરૂપ અરૂપ સ્વરૂપની બહારનું છે અને તે પ્રમાણે તારા દેહમાં મારું પ્રગટપણું એ અમારું નિર્મળ અને શુદ્ધ પ્રતિબિંબ છે અને એ પ્રતિબિંબ અમારી બરાબર એટલે કે સમાન છે. જેવી રીતે આપણા ચશ્માના કાચ પર સૂર્યનું પ્રતિબિંબ પડવાથી અગ્નિ પેદા થાય છે અને એ અગ્નિથી અંધારું નાશ પામે છે, તેવી જ રીતે તારા દેહમાં મારા પ્રગટપણાનું પ્રતિબિંબ પડવાથી તારો અજ્ઞાન રૂપી અંધકાર નાશ થઈ જશે. અંધકાર રૂપી વાદળાં ખસી જશે તો ચૈતન્ય રૂપી સૂર્યનાં દર્શન થશે.

અસત્ય એ અહંકારનું રૂપ છે. આ અહંકારથી મનુષ્ય અધોગતિ પામે છે. અહંકારમાં ફસાયેલ વ્યક્તિ પ્રકાશ જોઈ શકતી નથી. સફળતા નિષ્ફળતા, જય પરાજય, સંપત્તિ ગરીબી, આનંદ શોક, સુખ દુઃખ, તિરસ્કાર પ્રેમ એ બધી લાગણીઓ અને ઈચ્છાઓ દ્વારા મનને અસર પહોંચડતાં મધ્યમ કોટિનાં દ્વન્દ્વો છે. સદ્‌ગુરુ પાસે ઉચ્ચ જ્ઞાન નિત્ય શ્રવણ કરીએ છીએ. એનું ગમે તેટલું પાન કરીએ પણ તૃપ્તિ થાય નહિ. સાર શબ્દ, ઘરના સ્વરૂપનું જ્ઞાન

તથા જાણ વિના આત્માનું કલ્યાણ થવું અસંભવિત છે. સદ્‌ગુરુએ બ્રહ્મ, જીવ, મન અને પવનના સ્થાન રૂપી ગતિ શક્તિ વિહંગના માર્ગ દ્વારા સ્મૃતિ શબ્દનું જ્ઞાન યથાવિધ કહ્યું, તે ઉપરાંત કામદેવને વશ કરવાનો ઉપાય જ્ઞાન ધ્યાન દ્વારા જણાવ્યો.

તમે બ્રહ્મચર્ય દ્વારા શુદ્ધ પ્રવિત્ર આચરણ કરી તથા જીવ અને બ્રહ્મ એકતા થવા ધ્યાનથી વિશેષ ક્રિયા કરજો. ધ્યાન દ્વારા ઉચ્ચ આત્મશક્તિ પ્રગટ કરજો. આ ક્રિયા દ્વારા મોક્ષપદ પ્રાપ્ત થાય છે. જડ ભાથું હટાવી કાઢવું.

માયાવી ભક્તોની એવી દશા છે કે તેમના હાથમાં માળા ફર્યા કરે છે. જો કોઈ તેને જોતું હોય તો તે માળા વિશેષ ફેરવે છે. મુખમાંથી જીવ વિધ વિધ પ્રકારના વ્યવહારિક શબ્દો ઉચ્ચારે છે. એવા ભક્તોનું મન દશે દિશામાં ફર્યા કરતું હોય છે અને અનેક પ્રકારના વિચારોમાં ગોથાં ખાતું હોય છે. હે ભાઈ, આવા સંબંધથી કોઈ લાભ થતો નથી. આપ સર્વને માળા ફેરવતાં યુગો વીતી ગયા, પરંતુ તમારું મન સંસારના ભોગોથી હટ્યું નહિ અને માયાના ભોગોથી મન ઉપરામ વૃત્તિમાં આવ્યું નહિ. માટે હવે મનની માળા ફેરવો અર્થાત્ વિષયવાસનાથી મનને હટાવો. તો ચોર્યાસી લાખ જન્મમરણના ફેરા મટી જશે અને જીવોનો ઉદ્ધાર થશે.

હે ભાઈઓ! શરીરમાં જ્યાં સુધી શ્વાસ છે ત્યાં સુધી શરીર સર્વ ક્રિયા કરે છે. શ્વાસથી સ્મરણ થાય છે, શ્વાસની બહાર સ્મરણ થઈ શકતું નથી અને ભય વિના ભક્તિ થતી નથી. જીવો ભય (નીતિ)થી ધર્મ માર્ગ પર ચાલે છે, જેથી ભય રૂપી દવા જીવોના માનસિક રોગને મટાડે છે. ગુરુ અને શિષ્ય બન્ને વચ્ચે જો કપટ ભેદ હોય તો એથી શિષ્ય લોઢા રૂપ મલીન વાસના જેવો રહી જાય છે. કંચન જેવો શુદ્ધ બુદ્ધ રૂપ થઈ શકતો નથી. જે જીવ પરમાત્માનો ઉત્તમ અધિકારી છે, જેને પરબ્રહ્મ પરમાત્માના નામસ્મરણ તથા સ્વરૂપના ધ્યાન કરવાના માર્ગને ગુરુ પાસેથી જાણ્યું છે તેવા અધિકારીનું મન સાહેબના રૂપમાં પરિપક્વ થયું છે. તે પુરુષનો ચેતન જીવ જ્યારે અંતિમ શરીર છોડીને

ચાલે છે ત્યારે તે ચેતનમાં સો સિંહની તાકાત ધરાવે છે. દીનદયાળ પરમાત્માના સ્મરણથી જીવમાં જ્ઞાનશક્તિ અને ક્રિયાશક્તિ બંને રહે છે. એ ભાવથી ઊર્ધ્વ લોકથી સતલોક તરફ જાય છે અને એ તરફથી બ્રહ્મ તેને ખેંચે છે. જીવ બ્રહ્મ સ્વરૂપમાં લીન થઈ જાય છે, ત્યારે જીવ પોતાના મૂળ સ્થાન પર પહોંચે છે અને અખંડ સુખની પ્રાપ્તિ કરે છે. એવો સાહેબના નામસ્મરણનો પ્રતાપ છે.

સાહેબ કહે છે કે કહેવા સાંભળવામાં ચાર પ્રકારના શબ્દો આવે છે. પરંતુ સાર શબ્દ આ ચાર પ્રકારના શબ્દોથી જુદો છે. આ સાર શબ્દનું સ્થાન, ગતિ, શક્તિ, સ્વરૂપ એ જિજ્ઞાસુની સુરતાને ખબર નથી અને તે સુરતા આંધળી રહે છે, માટે સુરતા ધ્યાનમાં શબ્દના બ્રહ્મની પાસે જઈ શકતી નથી, કારણ કે સાર શબ્દના દ્વારની ખબર નથી. એ કારણથી ભવસાગરમાં ભટકયા કરે છે અને અનેક દુઃખો ભોગવે છે. જીવન, જોબન, રાજસત્તા, પૈસા અને માયાના સ્વાદ થોડા અથવા વિશેષ મળવાથી અજ્ઞાની જીવને મંદ અહંકાર રહે છે અને તે સંત પુરુષના ઉપદેશને માન આપતો નથી તથા પ્રેમથી ઉપદેશનું પાલન કે શ્રવણ કરતો નથી. એ કારણથી તે નીચ યોનિમાં અને નર્કમાં જાય છે. અનંત વર્ષો સુધી દુઃખ સહન કરે છે. માટે હે ભકત ! જીવન, જોબન, રાજ્ય, પૈસા અને સત્તાનો મદ છોડી સંતોની સાથે સત્સંગ કરવો જોઈએ. જેટલો સમય સત્સંગમાં જશે તેટલો સમય જીવને મોટું ફળ છે. જે જીવ ચોવીસ કલાક માયાના પ્રપંચમાં રહે છે, એથી ઉત્પન્ન થતાં કર્મ અહીં અને આગળ જીવનમાં ભોગવવાં પડશે, માટે સત્સંગ જરૂર કરવો જોઈએ. જે શિષ્યે સમર્થ સતગુરુ દ્વારા ઉત્તમ જ્ઞાન ક્રિયા પ્રાપ્ત કરી હોય તેના મન, ઈન્દ્રિયો તથા શરીર પર કામવાસના વગેરેની અસર થતી નથી. આવું ગુરુ જ્ઞાન મહત્ત્વનું છે, કારણ કે કામ રોકવાની તેની પાસે ચાવી હોય છે.

આ પાંચ તત્ત્વોના મનુષ્ય શરીરમાં પરબ્રહ્મ પુરુષનું મૂળ સ્થાન ગુપ્ત છે. વિરલ જિજ્ઞાસુ જીવો, પૂર્ણ સતગુરુની સેવા કરી, ગુરુના શબ્દોના

પ્રમાણથી તે બ્રહ્મ સ્વરૂપની શક્તિ ગતિ જાણે છે. સત્ગુરુ એવા હોવા જોઈએ, જે શિષ્ય પાસેથી કંઈ પણ લેવાની ઇચ્છા રાખે નહિ; જે જ્ઞાન, ધ્યાન, વૈરાગ્ય અને શુદ્ધ આચરણથી પવિત્ર હોય; અને જીવના કલ્યાણનો સાચો માર્ગ દર્શાવતા હોય. તેવા ગુરુના ચરણમાં તન-મન-ધન ઈત્યાદિ અર્પણ કરી દે. આજકાલ ઊલટી ગંગા વહે છે. જ્યાં માયા ધન હોય છે ત્યાં આગળ ઈશ્વરનો નિવાસ અજ્ઞાની જીવો સમજે છે.

સાહેબ કહે છે કે હે મન, તું શરીર રૂપી મઢીમાં અર્થાત્ તારે રહેવાના સ્થાન કમળમાં સાત્ત્વિક ભાવથી બિરાજમાન રહો. સત્પુરુષના બ્રહ્મ સ્વરૂપમાં વિશ્વાસ કરી નીરખતા પારખતા રહો. બ્રહ્મનો ભેદ અધિકાર સિવાય કોઈને પ્રગટ ન કરો. મમતા ભરેલા મનુષ્ય પાસે જ્ઞાનની વાત કરવી, અતિ લોભી પાસે વૈરાગી મન ન હોવાથી સમતાનો ઉપદેશ કરવો, અતિ કામી પાસે ઈશ્વરની કથા કરવી એ ખારવાળી જમીનમાં બીજ વાવવા બરાબર છે. એ સર્વ નકામું છે. સંતજનો, તમારા પોતાથી જુદા ભાવને છોડી દો અને તમામ પ્રકારના કર્મના કાળ રૂપે થઈને રહો એટલે કર્મનો નાશ કરો. એથી કોઈ કાળજાળની જંજાળ વ્યાપી શકશે નહિ, કારણ કે ધર્મ, યમના દૂતોનું નિશાન બધું પંચભૌતિક શરીરો સાથે છે અને તેનો ભય દ્વૈત રૂપ રહેનારને જ લાગે છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કર્મ સિવાયના અદ્વૈત બ્રહ્મ શરીર એ દ્વૈત નથી તો પછી યમનો ડર કોણે લાગે અગર લાગવાનો છે ? જ્યારે સંત પુરુષોની ગતિ આ બ્રહ્મરંધ્રમાં એકરસ થાય છે, ત્યારે જ અતિ અદ્ભુત દૃષ્ટિવાળા થાય છે. એથી ગુરુગ્રંથિઓની ગાંઠો, જન્મમરણ તેમ જ તેની સઘળી રમતો નષ્ટ થઈ જાય છે. તેઓ સ્વયં પ્રભુતાવાળા અતિ સમર્થ અનુભવની ગતિવાળા થઈ રહે છે.

બંધન અને મોક્ષ તત્ત્વોવાળા ભેખધારીઓને જ લાગે છે. આ બંધન અને મોક્ષ સર્વ લોકથી ઊગરતા છેવટે નિજ પદની સમીપવાળાને જરા પણ લાગતા નથી. એ નિજ પદ આદિ, મધ્ય અને અંત સિવાયનું હોઈ પ્રકૃતિ જેમ છે તેમની તેમ જ રહે છે. હે અંશ, જુલ્મ ગુજારનાર ગુણ, ઘણ, ઈન્દ્રિય,

અંતઃકરણના રસને છોડી દે. તેમાંથી અલગ થઈ તું નિર્ભય થા. તારું શુદ્ધ સ્વરૂપ એ જ કર્તાનો અંશ છે. જે શરીરમાં તું રહેલો છે તે શરીરમાં તારી સજાણ જાણથી જોઈશ તો જણાશે કે આ દુઃખ રૂપી શરીરથી ભિન્ન છું એમ તને સમજાયા સિવાય રહેશે નહિ. હે અંશ ! તારા નિજ પતિને પામવાની આરત હોય તો ભવ રૂપી પદથી જુદો પડવાને તર્ક કર અને જે તત્ત્વ અનિત્ય છે તેને છોડતાં છેવટે ઊગરતું જે તત્ત્વવિત્ત રહે તે જ તારી સજાણ જાણ રૂપ અસ્મિ છે. તે અસ્મિ રૂપ સ્વરૂપે થવા તારા શરીરમાં ઉત્તમ પ્રકારે એટલે કે નિરંજન જેવો શુદ્ધ તીવ્ર વૈરાગ્ય ઉત્પન્ન કર, એટલે તું પરમ પતિનો ભેદ પામી શકીશ. તેથી આ બાજુના પતિઓ કરવાવાળા કર્મ છે તે તમામ ભસ્મિભૂત થઈ જશે અને તારા સત્ય સ્વરૂપમાં જતમત થઈ અલખમાં રહેવા છતાં અખિલનો આનંદ ભોગવી શકીશ. વળી આ પ્રમાણે તારી સત્ય સ્વરૂપમાં સાધ્ય ગતિ થવાને લીધે, હે અંશ ! તને કોઈ જાતનો બાધ લાગી શકશે નહિ તથા આ બાજુના છત અછત એટલે કર્મ અકર્મ લાગી શકશે નહિ. આ શરીર છેવટે છોડીને જતાં પાછળ કોઈ પણ કર્મ ભોગવવાનાં રહેશે નહિ. વળી તું અતિ ઉત્તમ ગતિ રૂપ નિજ સ્વરૂપમાં રહેવાને લીધે આ બાજુના કર્મ અકર્મ તને ઘટી શકશે નહિ એવી આ ઉત્તમ ભૂમિકા છે. માટે હે અંશ, તુ તારા નિજ ઘરમાં જઈને નિવાસ કર.

સગુણ નિર્ગુણમાં જે જે સંતજનો છે તેમને કર્તાના કૃતનું જ્ઞાન છે, એથી તે સલેખના સંતજનો કહ્યા છે, પણ જે અલેખના સંતજનો છે તે લખી ન શકાય એવી અવિગત ગતિના સકર્તા પરમ પતિનું અવિલાન વંદન કરે છે. સ્થાવર જંગમથી લઈ ચૌદ લોક સુધી સ્થૂલ સૂક્ષ્મ આદિ સૃષ્ટિ પ્રકૃતિની જ છે અને એની અંદર સર્વ ઘાટો મનુષ્યથી લઈ અવતારી પુરુષોએ ધારણ કર્યા છે તે સર્વ ઠાઠ માયાવાળા છે. દેવતાઈ માયાવાળા જે દેહધારી પુરુષો થયા તે તમામના શરીરના કૃત જોઈ લોકો દોડીને વળગી પડ્યા છે.

જે દાસજનો શિવ, બ્રહ્મા, વિષ્ણુની ચાર અંતઃકરણ વડે ઉપાસના કરે છે તે ઉપાસનાના અધિનાયક દેવતાઓ અને દાસજનો સહિત સર્વ નાશ

પામવાવાળા છે. જેવી રીતે શૂન્યની ગતિમાં ફેરફાર થતો નથી પણ સહેજાસહજ પવન શૂન્યના ઉદરમાં આવી પોષાય છે. (આકાશ પવનનું આલોચન કરતું નથી. પરંતુ આકાશનો આહાર જ પવન છે.) તેવી જ રીતે સંત દશાના સંત પુરુષ અલિંગે એટલે કે કોઈ પણ પ્રકારના વાસના રૂપ લિંગ સિવાયના, મહાન આધ્યાત્મિક અનુભવી શ્રેષ્ઠ જ્ઞાન ધરાવનાર તેમ જ અલગ વૃત્તિવાળા હોય છે. તેઓ સત્‌બુદ્ધિ રૂપી રથમાં બેઠેલા રાજા જેવા છે. તે રથે સોહંગ રૂપ હાથી અને ઓહંગ રૂપ ઘોડો જોડેલો છે. તે બન્નેના લગામ રૂપ પ્રણવની દોરી તેઓ પોતાના હાથમાં લઈ બેઠા છે. જેથી આ રથ લઈ સમસ્ત લોકમાં કંઈ પણ ખડભડાત થવા દીધા સિવાય ફરી શકે છે. વિસમ દશામાં કુશનીતિથી સ્થિરવત્ તત્ત્વોથી રહિત અગોચર રીતે એટલે કે ઇન્દ્રિય અંતર આદિ સિવાયની છે. આવી દશામાં રહી ચૌદ લોકનું ગોચર માયા અને દુઃખ વિંટાળેલું તેને નિજ ગમજ્ઞાન થકી અંશોને બચાવે છે. વળી પોતે દેહભાનનું અતિ વિસર્જન લાવવાને લીધે પળેપળે વિસરતા જાય છે. એ એમની વિદેહ દશા છે. આમ વિદેહ દશાના વૈજ્ઞાનિક થાય તે જ જ્ઞાનનો ત્યાગ કરી શકે એટલે વિજ્ઞાન દશામાં રહે છે. આ સંત પુરુષને ચૌદ લોક રૂપ સંસારમાં ગમન કરવાનો માર્ગ નિજ મહદ્ સુજાણ જાણને લીધે સુગમ હોઈ તેને સંસાર સહજ રૂપ છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ જળમાં ઝલક રૂપે રહે છે તેમ સદ્‌પુરુષ મહાન નિધિ રૂપ બ્રહ્મમાં ઝલક રૂપે રહે છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે આવા સદ્‌પુરુષને ધન્ય છે. તેમના પ્રત્યે કોઈ પણ જાતનો સંશય લાવ્યા સિવાય તેમણે કૈવલ સ્વરૂપ જેવા માનજો. સર્વમાં ચરાચર ચૈતન્ય વસ્તુ રૂપે છે અને તે ચૈતન્ય વસ્તુનું મૂળ એક અખંડ કૈવલ છે. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે કૈવલ પદ જાણ્યા સિવાય જપ તપ સાધનો વગેરે દુઃખી તકરારો છે.

સંત સ્વરૂપ બ્રહ્મ રૂપ છે. એમાં કોઈ પણ જાતનો સંશય નથી અને તે કૈવલ કર્તાના કળથી કર્તવ્ય કરે છે. એથી જ સંત દેહ કર્મ કરવા છતાં નેહ કર્મ રૂપે છે. તેમને કોઈ પણ પ્રકારનું આવરણ ભેદી શકતું નથી. તીર્થ કરે, કરોડો જાપ જપે, તપ કરે, ધ્યાન ધરે ઉપરાંત જો ઉત્તમ

ક્રોટિના પારસ બનાવનાર પારસ રૂપ સંત પુરુષ પાસે જઈ, પ્રમાણિકપણે નમન કરી, તેમના જ્ઞાનને સમજે તો તેમના જન્મમરણ રૂપ ભવના ફેરા ટળી જાય છે. એટલા જ માટે સંતની સેવા કરો.

હે જીવ, તું સંતની સેવા કરીશ તો આજુબાજુ બહારઅંદરનાં સઘળાં કર્મો આજે જ વિસરાઈ જશે. માટે પિંડ છતાં પરમેશ્વર પ્રાપ્ત કરવા હોય તો આ કર્મકાંડ વિઘ્ન રૂપ છે એમ સમજી તેનો ત્યાગ કર. હે શિષ્ય, તારું પોતાપણું દૂર કરી નિશ્ચયપૂર્વક સંતની સેવા કર તેમાં જ સઘળો સાર રહેલો છે. તે સંત સર્વે પાપનું હરણ કરનાર હોઈ તેને તું વ્યાપક રૂપે જોજે. તે જ છેવટ વાસની પૂજા ગણાય. હે ભક્ત, આ બોધ સમજી પ્રભુના ગુણ ગાજે. વળી સગુણ ઘાટ સિવાયના સર્વ રૂપે સંત છે. જ્યાં આવા સંતો દેખે ત્યાં તેમના શરણમાં શુદ્ધ તન-મન-ધન સર્વ સમર્પણ કરી દેજે. પોતાના નેત્રમાં અમૃત સમ પ્રાપ્તિ અને આરતભર્યા નિર્મળ ભાવથી ગુરુ રૂપ સાગર ગતિમાં પ્રવેશ કર. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે ઉપર જણાવેલ રીતે વર્તનાર શિષ્ય કે સેવક હોય તેવા ભક્તનું જગતમાં કાર્ય સિદ્ધ થાય છે. આઠે પહોર પ્રીતિ સહિત સંતની સેવા, ગુરુની બંદગી કરનાર જ ખરો દાસ છે. આ પ્રમાણે જ્યારે તન મન આપી અનુરાગવાળું દાસત્વ ઉત્પન્ન થાય ત્યારે તેનો તાર કિરતારમાં મળે છે. આવું જેનું મોટું ભાગ્ય હોય તે શિષ્યને ધન્ય છે.

ભક્તિ કમાણી માટે પ્રથમ શિષ્યે ગુરુ પાસે જઈ દીક્ષા મંત્ર લેવો, જાપ જપવા, તુલસી માળા ગ્રહણ કરવી તથા ભાલતિલક કરવું અને શરીરમાં હરિ મેળવવાની ચિંતા રાખી શરીર રૂપી ઘરમાં વસ્તુ રૂપ મુદ્દો પ્રાપ્ત ન થાય ત્યાં સુધી જંપીને બેસી રહેવું નહિ. આ ભક્તિનો બીજો પ્રકાર આત્મા છે જેથી સાર અસાર જાણી તેની પર જ્યાં જાણ રૂપ વિત્ત છે ત્યાં ચિત્તને ધારણ કરવું. તેથી આ બાજુની ઊલઝણ આવરણ માત્ર જતાં વસ્તુની વેગમાં ભાવભીના થશો. ભક્તિનો ત્રીજો પ્રકાર એવો છે કે આ પ્રમાણે પ્રેમ રૂપ રહેવાથી પ્રકાશ છે. તેમાં હિત છે માનીને દાસાનુદાસ થઈ

આનંદપૂર્વક સંતની સેવા કરવી. સંતને શ્રદ્ધાપૂર્વક આદરમાન આપી વંદન કરવું. જો દૂર હોય અને આવતા જણાય તો તેમની સામે દોડી જઈ પ્રેમપૂર્વક વંદન કરવું. આમ સેવા કરતા શબ્દની શરમ પડી ગઈ તો, કર્મકાંડ તેમ જ આદિ અજ્ઞાનને દૂર કરીને, સર્વ ઘાટમાં એક આત્મા છે એમ જોવું એ ચોથો પ્રકાર છે. પાંચમા પ્રકારમાં જશો ત્યારે શરીરમાં ગુપ્ત અને વૈજ્ઞાનિકના વેત્તા થશો. કરામતો જણાઈ આવશે, જેથી નિજ સકર્તા પતિની પરમ ગતિને શરણ થઈ શકશો. સમર્થ કુવેર સ્વામીજી કહે છે કે સેવા આપનાર દાસ અવિનાશી પદને પામે છે.

ભક્તિના પાંચ પદમાં પ્રથમ જીવ, બીજો દાસ, ત્રીજો હરિની આશાવાળો, ચોથો ચરાચર વસ્તુના જ્ઞાનવાળો અને પાંચમો પોતે પોતાના મૂળ રૂપને જાણવાવાળો હોય છે.

કોઈ પણ કાર્ય આદર્યા સિવાય થતું નથી. ખેતરના મધ્યમાં તાકાનું પાણી રહેલું છે પણ કૂવો ખોદ્યા સિવાય પ્રાપ્ત થતું નથી. વળી કૂવામાં પાણી હોય પણ કોષ અથવા સાધન સિવાય પાણી આવતું નથી. આમ પુરુષાર્થ કરવાથી વસ્તુતા પ્રાપ્ત થાય છે. વિરુદ્ધ પુરુષાર્થ કરવાથી પ્રાપ્તિને બદલે હાનિ થાય છે. દરેક વસ્તુ પુરુષાર્થથી પ્રાપ્ત થાય છે એ વાત ખરી છે પણ પુરુષાર્થ કરનારે જે કાર્ય આરંભ્યું હોય તે કાર્યનું હિત અહિત સમજવું જોઈએ, દેખાદેખી અથવા કોઈના કહેવાથી અથવા અનુમાનથી કાર્યનો આરંભ ન કરવો જોઈએ.

# ભાગ ૬

સમસ્ત ઈન્દ્રિયોને ઘણી સારી રીતે તન મન સાથે કસોટી આપો. તન મનને કસવા એ તો ઉપલક દેખાવ છે. પણ અંતરમાં અધ્યાત્મ ચિત્ત છે તથા સુરત નુરતથી મહાન અનુરાગ ધારણ કરીને સકર્તા ઘણી પર પરમ હેત રાખવું જોઈએ. પરમ હેત ભરેલા તથા અનુભવ સહિત વિદ્વત્તા ભરેલા વેત્તાને જોઈ પતિ પરમાત્મા રીઝી જશે તથા કરુણા કરીને કૃપાલુ તેની પ્રતીતિ લાવે છે.

જે નિજ નામ પ્રથમનું ઊર્ધ્વ માર્ગે ગમન કરાવે તેવું તથા તે જ નામ પ્રાપ્ત કરવાને સનકાદિ જેવાઓએ ભવનો ત્યાગ કરેલો છે. જે નામમાં કર્તાનો હેતુ ઊતરેલો હોય, તે જ નામ આપણે ધારણ કરેલું હોય તો, તે જ ખરું નામ છે. પણ અત્યાર સુધી ભવભરમાં કોઈએ તે નામ નહિ જાણવાનું કારણ શું છે તે કહું છું.

આચાર્યોએ જગતભરના સંત પુરુષોને અનર્થ પુસ્તકોનું પારાયણ કરાવવામાં વળગાડ્યા છે કે જેથી અનાદિનું નિત્ય નામ ભૂલી ગયા છે. આચાર્યોએ અવતારાદિ દેવોના ઉપલક નામમાં વળગાડ્યા છે. પણ સ્વજાતિ ન હોવાથી એકતા કેમ કરીને થાય તે બાબતની ગમ સંતજનોને પડી નહિ, કારણ કે અવતારી પુરુષોના નામના રસનું વર્ણન રૂપી એવો ઓપ ચડાવ્યો કે ભલભલા વશ થઈ ગયા. એટલા જ માટે દુનિયાને સમજ પડી નહિ.

દાખલા તરીકે જગત રૂપી આંધળા જીવને પથ્થરના ઢેફાને પારસ કરીને હાથમાં આપ્યો અને કહ્યું કે આ વસ્તુને લોખંડ લાગવાથી સોનું થઈ જશે. હવે વિચારો કે આંધળાની પાસે પારસ છે કે ઢેફું તે કઈ આંખે જુએ? અગર લોઢું લાગવાથી સોનું થયું છે કે કેમ એ આચાર્ય કહેશે તે જ ખરું !

ધાતુ પલટાઈ કે કેમ અગર સોનું થયું કે લોઢું રહ્યું તે કઈ આંખે જુએ ? આવી જ રીતે જગતમાં જૂઠાં નામથી લોકોને ભરમાવેલા છે. આંધળાની મતિ જોવા જેવી નથી. અંધે અંધ એટલે આચાર્ય પણ આંધળા અને જગત પણ આંધળું. આ બન્ને બનાવટી નામમાં અંજાઈ પડેલા, નેત્ર ખોલીને કોઈએ જોયું નહિ. જેમ જન્મનો આંધળો જેવો જન્મ્યો તેવો જ મરશે. સૂર્યનું તેજ ઘણું છે, પણ એને શા કામનું ?

મારા ઉગ્ર અનુભવથી જે હું હજરત હાલ ગતિનું વર્ણન કરી રહેલો છું તેની અંતરદષ્ટિના નિજ નેત્રોથી ખોજ કરીને જુઓ. તેવી રીતે જો જોતાં આવડશે તો પતિ પરમાત્મા સાથે રત લાગશે.

જેમ રાજાની કુંવરીનું વેવિશાળ રાજાના શરીર સાથે નહિ પણ ખાંડા સાથે થાય છે, તે છોકરી મરી જાય ત્યાં સુધી રાજાને જોશે નહિ, ત્યારે પતિવ્રતા ધર્મ કોની સાથે સાચવશે ? એ પ્રકારે સગુણ પુરુષનાં શરીરો તમોએ કયાં જોયાં છે ? કદાચ કહો કે તેમની નામ કીર્તિ અમર છે અને તેની સાથેનો પતિવ્રત ધર્મ પાળીએ છીએ.

નિજ કર્તા ન્યાય સહિત છે. ન્યાય દષ્ટિથી જોનારને જ દેખાય છે. ચર્મદષ્ટિથી જે કંઈ દેખાય છે, તે અનિત્ય છે અને નાશવંત છે. નિજ લક્ષમાં દષ્ટિ રહે તે બાબતનું એક દષ્ટાંત કહું તે સાંભળો. જ્યારે તમો આ શરીરને છોડીને જાવ છો ત્યારે અવશેષ જે રહે છે તે તમારું સ્વરૂપ દર્શન કરવા લાયક છે એ તમો કહી શકશો ? અથવા એ સ્વરૂપ ચર્મચક્ષુની દષ્ટિવાળો જોઈ શકશે ? જો શરીરનું અંતિમ સ્વરૂપ દષ્ટિએ આવતું નથી તો તે સ્વરૂપના માલિક સકર્તા ધણીમાં તો દષ્ટિ પહોંચે શાની ? જ્યારે આમ હોય તો આપણને તે સ્વરૂપ ચર્મચક્ષુથી જોવાનો શો અધિકાર છે ? અને જે ચર્મચક્ષુથી જોવાય છે તેને અને આપણા મૂળ સ્વરૂપને શું સંબંધ છે ? અને જો કોઈ સંબંધ ન હોય તો પરમાત્મામાં રહેવાનું છોડીને સાકાર દષ્ટિથી પદાર્થમાં શા માટે પ્રીતિ રાખવી જોઈએ ?

તમે તો અનિત્ય ઈષ્ટને તમારા શરીર જેવા સમજીને નિજ કર્તા કરીને જાણ્યા છે. નિજ સકર્તા ધણીને જોવા હોય તો અનિત્ય નાશવંત લક્ષને દૂર કરી પાછા આવી અધ્યાત્મના ઘરમાં ગયા પછી શું છે તે ત્યાં દેખાશે અને નિર્ણય પણ ત્યાં જ થશે જે જ્યાં નિજ સ્વરૂપ છે.

હવે તમને ભુલાવવાની ભૂલ કોને કરી તે સાંભળો. ભવૈયા રૂપના કપટ ભેખમાં તમે ભોલવાઈ જવાથી તમારું નિજ સ્વરૂપ ભૂલી ગયા છો. હવે બે પ્રકારનો માર્ગ કહું છું. એક સંત મહાપુરુષોનો માર્ગ અને બીજો વિપ્ર આચાર્યોનો માર્ગ. આ બંને માર્ગની અરસપરસ તકરાર ઉત્પન્ન થવાથી બંનેના વેર અનાદિ કાળથી ચાલતા આવેલા છે. હે જીવો ! તેમની સાથે તમે વિશ્વાસ બાંધીને ભરોસો રાખવાથી ભ્રમિત થયેલા જાણીને ઉપરના બંને માર્ગવાળાઓએ તમને ઠગ્યા છે. તે ઠગવાની જાણ તમને સમજ પડે તેવી રીતે કહું છું. હવે પ્રાણાયામ રૂપી જે જાપ તેનું ઉપલક દોહન જે રામ, તે તમોને આપીને ભૂલા પાડેલા છે.

કોઈ કહે છે કે સોયના અગ્ર ભાગે એક લાખ હાથી ગવન કરી ગયા. હૈયાનો ફૂટ્યો અને નૈનનો આંધળો કોણ કહે કે આ વાત ખોટી છે ? હા એ હા. તેવી જ રીતે, આ જગતના તમામ જીવો આંધળા છે, કારણ કે ઉપલી જોવાની અને અંદરની વિચાર કરવાની એ બંને આંખોથી પરવારી ગયેલા છે. વ્યાસ જેવાનાં વચનો ઉપર હા હા કરનારા પૈકી કોની મગદૂર છે કે વ્યાસની ખેંચેલી લીટીને ઉલ્લંઘન કરી શકે ?

અનર્થનું સ્થાપન કરનારા વિપ્રો છે કારણ કે તેમનું ચિત્ત લેશ માત્ર ભક્તિમાં નથી. માત્ર કુશળ ડાહ્યાપણું, વિવેકની સાથે સંત મહાપુરુષોની નિંદા કરવાનો ધર્મ છે. તેમના વગર સંતની નિંદા કરનાર કોઈ થયું નથી અને થશે નહિ. આવા બ્રાહ્મણો અને આચાર્યો નકટા અને લાજ વગરના કૂતરા જેવા છે. કૂતરાને દ્વાર પરથી હાંકી કાઢીએ છતાં પાછો આવી ઊભો રહે છે અને ટળવળી ટળવળી માગે છે.

હે સંત ! તમને તમારા આદિ રામથી ભુલાવ્યા અને તમારા શિષ્યોનાં નામ બદલી હરિજનને બદલે ભળતું જ નામ જીજમાન પાડી પોપ જાળમાં ખેંચી લીધા. જો તમોએ રમેતિ રામને જાણ્યા હોત તો અસમજ થાત નહિ.

જે બાવન અક્ષરો પૈકી જે અક્ષરોથી રામનામ પાડવામાં આવે છે, તે રમેતિ રામ નથી, પણ અક્ષર વગરના અથવા જ્યાં અક્ષર પહોંચી શકે નહિ તે નિશાની તરીકે માત્રા અને બિંદુ જે ઓળખાવવામાં આવે છે તે જ રમેતિ રામ છે. તે નામ તત્ત્વો સાથે પરોવાયેલું નથી તેથી તત્ત્વના શરીર પર રામનામ ઘટતું નથી. છતાં આ ભવમાં અવતારી પુરુષોને તે નામ આચાર્યોએ ઘરાવેલું છે. હે સંત, એ જ અવતારમાં તમોને ભૂલામાં ભૂલા પડાવી ઠગારાઓએ ઠગી લીધા.

હે સંતો, તમોને ઠગ્યા અને પોતે ઠગાયા છે. પોતે પોતાની કરેલી સ્થાપનામાં ભૂલા જ પડ્યા છે. જેમ કરોળિયો પોતાના મોજશોખ માટે જાળ રચે છે પણ આખરે એ જાળમાં જ ઉલઝતો જઈ મુંઝાઈને મરણ પામે છે. બીજાઓની સાથે કપટયુક્ત ખેલ રચતાં પોતે તે કપટ રૂપી ફંદમાં બંધાઈ ગયા છે. બીજા તેમના ફંદમાં પડ્યા છે, તેમને તો સદ્‌ગુરુ છોડાવી લેશે પણ પેલા આગળ થયેલાની શું દશા થશે ? એને કોણ છોડાવશે ?

બંધાયેલ અને બંધાયેલા ભલે આ ભવ રહે ત્યાં સુધી રહો કારણ કે અમારા અને તમારા લક્ષને કોઈ સંબંધ નથી. છતાં મેં તો અનાદિ રમેતિ રામનો લક્ષ તમોને સમજાવ્યો. જો તમે તેને જાણશો તો બંધનમાંથી છૂટી જશો, નહિ જાણો તો હૃદયના ફૂટેલા છો એમ કહેવાશે. ઘટોઘટ જે વ્યાપી રહ્યો છે તે આદિ નામનો નિર્ણય કરી તમને સમજાવું છું. અમે તમને પ્રાણ સમાન સમજી રમેતિ નામ પર પરમ હેતુ ધારણ કરવા સૂચવીએ છીએ.

અમો નિજ પતિના મોકલવાથી શરીર ધારણ કરી આવેલા છીએ. વળી અમો તો આદિ અનાદિના પરમ પુરુષ છીએ. જેથી તમોને ચેતવીએ છીએ. હે સંતો, કુવેર સ્વામીજી કહે છે કે અમને અવતારાદિ જેવા માનશો

નહિ, કારણ કે હું આદિ અનાદિનો પુરુષ હોઈ મારી ગતિ અકળ અને પાર વગરની છે. અકળ અનાદિ મારી ગમ છે. તે મારા ઉચ્ચાર કરેલાં અપાર વચનો ઉપર જુઓ. આદિ, અંત અને મધ્યમાં મારા જેવું કોણ ઉચ્ચારી શકે એવું છે ? મારા જેવાં વચનો કેમ કરીને બોલી શકે ? કોઈ ચકવે જ્ઞાનવાળો હોય તો ને ?

આ ભવમાં પંથ ચલાવનાર ઘણા છે. પણ તે બધા જ્ઞાન વગરના માત્ર અભિમાનીઓ છે. નિજ ગતિના જરા પણ વેત્તા ન હોવા છતાં અભિમાન ધારણ કરીને હું ઈશ્વર છું એમ કહે છે, અને અનેક જીવોને ફાંદામાં નાખે છે. ફંદ એવા પ્રકારનો રચવામાં આવે છે કે એક પણ જીવ તેમાંથી નીકળીને બીજા પક્ષમાં જઈ શકે નહિ.

જીવને જકડી બાંધી રાખવાનું કામ ઘણું જ સારી રીતે કરી શકો છો. ભલે તે જીવનું ગમે તે થાય તેની સાથે તમારે ક્યાં સાડાબારી છે ? આ બધી રોટી મજબૂત કરવાની રીત છે. જો બીજા પંથમાં જતા રહે તો અને કોઈ જ્ઞાનની આંખ આપી દે તો આપના જેવા આંધળાને કોણ માનશે ?

જેમ રૂપગુણથી સ્વરૂપવાન સ્ત્રીનો વિવાહ બેડોળ પુરુષ સાથે થયો હોય તો તે પુરુષને બીજાનો વિશ્વાસ ન આવવાથી બીજે ઘરે સ્ત્રીને કેમ જવા દે ?

ઉપર જણાવેલા સર્વ દેવોના અંશો તેમના ધામમાંથી મૃત્યુલોકના પિંડોમાં આવેલા છે પણ જે અંશ નથી તે ધામની આપે કલ્પિત સ્થાપના કરી ખોટો બકવાસ ઊભો કરવાની આપને શી જરૂર છે ?

જેટલા દુનિયામાં મત, પંથ અને પક્ષો છે, તે તમામના સિદ્ધાંત સાથે અગલ બગલના વેત્તા થઈ તમોને ભૂલેલા છે.

તીર્થ, વ્રત, જપ, તપ સાધનથી કોઈ પણ ક્રિયા અને ઉદયથી અસ્ત સુધી પૃથ્વીનું દાન મરતાં સુધી કરે તો પણ સંકટ સમયે તેમાંનું કોઈ પણ

સાધન સહાય કરશે નહિ. દાતાર અને દુષ્ટના કર્મની કરણી કોઈ પ્રગટ જોઈ શક્યું નથી. રાજા અને રંક એક જ સરખા સીધા મરી ગયેલા જ છે.

જૂઠે જૂઠું ભજન કરાવેલું હોવાથી છેલ્લામાં છેલ્લો જે મોક્ષ કહેવામાં આવે છે તે ક્યાંથી પ્રાપ્ત થાય ? કારણ કે જેનાં નામ જપાવ્યાં તે મૃત્યુલોકનાં શરીરનાં નામ જપાવ્યાં છે. નામ જપનાર અને જેના શરીરનાં નામ જપાયાં છે તે બન્ને મરણ પામવાના છે. અમર નામ ન મળે ત્યાં સુધી મોક્ષ થાય નહિ.

જેમ ખોટા નંગ જીવને આપે અને કહે કે આ પારસ છે, અને તું પારસનો અધિકારી છે. આ રીતે પેલા ભોળા ભક્તને પારસ ગણીને ખોટું નંગ આપ્યું અને પારસ આપ્યાનું સમાધાન કર્યું. અંધ આચાર્યોએ પારસ જેવો શબ્દ સાંભળેલો અને તેનો ઘણો ગુણ પણ સાંભળેલો. તે કારણે જગતને ફોસલાવવા જ્યાં ને ત્યાં આગળ ધરતા શીખેલા છે. તેમાંનું કંઈ પણ તેમની પાસે હોતું નથી. છતાં નામનાં ફોગટનાં નંગ, જે નામ રૂપ ગુણવાળા, જગત રૂપી યજમાનને બતલાવી ઘણી મોટી ઉપમા ગોઠવી, જગતના જીવને ફોસલાવી ભૂલા પાડેલા છે. યથાર્થ જ કહું છું કે નિજ કર્તાને ભુલાવનાર આ અંધ આચાર્યો જ છે.

નિજ પતિ સકર્તાને ત્યાં જવાની તથા ગુણ કર્મ પ્રમાણે ફળ મેળવવાની જેને ઇચ્છા છે તે તમામને જીવના જે ચાર દ્વારો છે તે કરુણા કરીને કહું છું. જીવના ચાર દ્વારો દ્વારા અંશ શરીરમાંથી નીકળીને ક્યાં જાય છે તથા તેની સાથે કઈ અવસ્થા હોય છે તે સુરત પરોવીને ધ્યાનથી સાંભળો.

અંશને આખરમાં શરીરમાંથી નીકળી જવાના ચાર દ્વાર છે. એક બ્રહ્મરંધ્ર, બીજું નેત્ર સ્થાન, ત્રીજું મુખ સ્થાન અને ચોથું ગુદા સ્થાન. આ ચાર દ્વારોમાં થઈ અંશ ગમન કરે તેવો સંશય કરશો નહિ. મારા બોલવાની કિંમત કરજો, કારણ કે આ વચન કર્તાનાં છે.

સર્વ જગતને જવાનાં ચાર દ્વાર છે. આ દ્વારના વિસ્તાર કરી વિમળ

એટલે મળ રહિત સર્વ જાણો એવી રીતે કહું છું તે ધ્યાન દઈ સાંભળો. આ બાજુથી તે બાજુ ગમન કરવાની જે ગતિ છે તેની જાણ તને જ કહું છું જેની અત્યાર સુધી કોઈને ખબર નથી. તે માર્ગ ન્યાય સહિત તમને કહું છું. હે આલમ નિવાસીજનો સર્વ સમજશો.

જિન્દગીના છેલ્લા દિવસે આ શરીરમાંથી અંશ જ્યારે જાય છે, તે વખતે અંતરની જાગ્રત અવસ્થા હોય અને નેત્ર માર્ગથી જતો હોય તો તે માર્ગ દેવતાઓનો હોઈ રિદ્ધિ સિદ્ધિ ભોગોથી ભરેલો હોય છે. વળી તે માર્ગ નિષ્કંટક એટલે કે આડ કે અડચણ વગરનો હોય છે. આ દિવ્ય માર્ગમાં ગવન કરનાર અંશની શરીરના અંતિમ દિવસે જો કદાચ મનુષ્યદેહ ધારણ કરવાની ઈચ્છા હોય તો બીજા લાખો ઘાટો હોવા છતાં, કોઈ પણ તેને અટકાવવા સમર્થ નથી.

અંશ આ શરીરે જે દેવની ઉપાસના કરતો હોય અગર જેની જેનામાં આશા બંધાયેલી હોય અગર યોગના અષ્ટ નિયમોને જાણી સાધન સાધી બ્રહ્મરંધ્રમાં સ્થિર થઈ જે રૂપ બની ગયો હોય તે તમામની આશા પ્રમાણે શિવ, બ્રહ્મા અને વિષ્ણુ વગેરે લોકમાં જઈ શકે છે.

તે શરીર કદાચ પુરુષનું હોય અગર સ્ત્રીનું હોય, અર્થાત્ અંશ પુરુષનો ઉપાસક હોય અગર પ્રકૃતિનો ઉપાસક હોય તો જનાર અંશ જે તે ધામમાં જશે, કારણ કે સર્વલોકમાં પુરુષ અને પ્રકૃતિ મોટામાં મોટું આયુષ્ય ભોગવનારાં છે. અર્થાત્ તેમનાં આયુષ્ય એક કલ્પની મુદતે પૂરાં થાય છે. એ કારણે જનાર અંશ એક કલ્પ ભર સુખ લઈ શકે છે.

તે હું નિજ પતિનો અને આ જગતમાંનો કોઈ જન મારો થશે તે અગર મારા પરમહંસને તે જન જાણશે અને તેની પાસેથી જાણ લઈ મતિ મેળવશે તો તથા તે મેળવેલી મતિ લઈ મારે ત્યાં આવશે તો તે અંશને ધન્યવાદ છે. મારું ધામ પ્રાપ્ત થવું તેથી વધારે કયું સક્રત હોઈ શકવાનું છે ? તે અંશને ઘણું હેત કરીને મારી પાસે રાખીશ. તે વખતે તેણે મ્રતભૂમિમાં જે

કષ્ટો તથા દુઃખો આફતો વગેરે ગુજર્યા હશે તે, મને મેળવતાં જે કંઈ કઠણ માર્ગ સહન કર્યા હશે તે, તમામ મારા કંઠે લગાવતાં જ વીરમી જશે. ઉપરાંત સદાયને માટે મારી પાસે રાખીશ, કરોડો કલ્પ વીતી જાય તોપણ તેને દૂર કરીશ નહિ.

અત્યારે મેં તમોને કહ્યું તે શુદ્ધ જાગ્રતમાં આ ગતિ પ્રાપ્ત થાય છે. શરીર છોડનારને પણ આ જાગ્રત અવસ્થામાં જ નેત્રો દ્વારા જેમને શરીર છોડ્યું હોય તે તેના સિદ્ધાંત પ્રમાણે જુદા જુદા સ્થળોમાં જાય છે. નેત્રો દ્વારા અંશ શરીરને છોડે છે તે સમજીએ. જનારના વિચારો પર ગતિનું અવલંબન રહેલું છે.

જેટલા ભવને વિષે જીવ છે તે એકબીજા સાથે કરેલા ગુનાઓનો બદલો આપ્યા સિવાય કયાં ફારગતિ થવાની છે ? પરમ ગુરુના શરણમાં ગયા વગર, કરેલાં કર્મો ભોગવ્યા વગર, કયાં છૂટકો થવાનો છે ?

હવે મુખ માર્ગ દ્વારા સ્વપ્ન અવસ્થામાં જીવને જવાનું થાય છે, તે તમોને સમજાવું. સ્વપ્ન અવસ્થા મુખ દ્વારમાં છે અને અંશ તે જ દ્વારે પ્રયાણ કરે તો તે કીટ, પતંગ આદિ પશુ પંખીમાં જઈ દેહ ધારણ કરે છે.

હવે સુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે રહીને જે અંશ અહીંથી જાય છે, તે અંશ સ્થાવર જાતિના શરીરોમાં પ્રવેશ કરે છે. તે વેલ, તરણ, પનડી અને જળ જાતિ વનસ્પતિમાં જઈ વસે છે. સુષુપ્તિ અવસ્થામાં ગુદા દ્વારે ન જતાં મુખ દ્વારે જાય તો અધમ જાતનાં પશુઓમાં જઈ જન્મ લે છે. અધમ એટલે જેની દરેકથી ગતિ ખરાબ છે તે, જેમ કે સુક્કર, ડુક્કર, બુક્કર, ગધેડું.

તુર્યા અવસ્થામાં બ્રહ્મરંધ્રના તાલુ ભાગને છેદીને જે અંશો જાય છે, તે લોકો અંતિમ દશામાં રહેનારા શિવલોક તથા જ્યોતિનારાયણ સુધી જઈ શકે. બ્રહ્મરંધ્રમાં જે તુર્યા અવસ્થા છે, તેમાં રહી જનારથી તાલુ છેદાય નહિ, તો નેત્ર માર્ગે ગવન કરી જાય છે. જ્યારે અંશ નેત્ર માર્ગે ગવન કરે ત્યારે તુર્યા અવસ્થા હોય તો તે બ્રહ્મલોક, સુરલોક આદિ દેવતા લોકમાં વાસ કરે છે.

હવે મારા છેવટના ઘરની વાત તો માત્ર પરમ અંશ એકલો જ કરનાર છે એટલે હું બહોળા પ્રમાણમાં પ્રસિદ્ધ ન હોવાને લીધે, મારા પરમ વિશેષ અંશથી જે જનો જાગ્યા હશે, તેઓ મારે ત્યાં મોકલશે તેઓને હું મારા ધામમાં લઈ લઈશ. મારા પરમ વિશેષ અંશથી જે જે પરમ અંશો થયા છે, તેમનાં તનમનમાં હેત કરી મારા પર હેત ધારણ કર્યું હશે, તે જ અંશને મારા શરણમાં સમાવીશ.

આ જગતના જે અંશો તેમને મારા પરમ વિશેષ અંશે મારી બાબતમાં જે બોધ કર્યો છે તે અંશને ચારે દ્વાર પૈકી એક પણ દ્વારનું અટકણ છે જ નહિ, કારણ કે તે અંશો નિજની ગતિવાળા તથા નિજનો લક્ષ સમજી સાવધ થયા હોવાને લીધે તે અંશોને કોઈ પણ દ્વાર અટકાવી શકે નહિ. તે અંશ શરીરમાં રહેવા છતાં શરીરથી અલગ છે. માત્ર સાક્ષી રૂપે શરીરમાં રહેલો છે. જેમ સૂર્યનું પ્રતિબિંબ મેલા જળમાં પડવા છતાં દાગ લાગતો નથી, તેવો ને તેવો જ મેલા જળના આવરણ રહિત રહે છે. તે પ્રતિબિંબ રૂપે રહેલો હોવાથી અને તે અદ્ધરથી અચાનક અરસ ગતિએ ઊતરેલો છે, એને કારણે તેને આવવા જવાના દ્વારની જરૂર નથી.

જે ચાર દ્વાર કહ્યા છે તેમાં જવા આવવાની ગતિ માત્ર પ્રાણાયામની જ છે. જ્યાં સુધી અંશની દૃષ્ટિ છે ત્યાં સુધી પ્રાણાયામ જીવન દશાવાળો કહેવાય છે. અંશ દૃષ્ટિ ઊલટી થઈ ઊર્ધ્વગામી થાય તો શરીરના ઘાટની જાણ એની મેળે જ વીસરી જાય છે.

સંત અને જ્ઞાનીઓનો મેળાપ દર્શન કરતાં ખુદ સાહેબનો જ મેળાપ થયો તેમાં જરા પણ સંશય નથી. એક રેખા જેટલું પણ અંતર કે ભેદ રહેતો નથી. મનુષ્યદેહમાં છ વિકારો રહેલા છે, તે તરફ સંતે પોતાના ચિત્તને જવા દેવું નહિ. શોક, મોહ, તરસ, ભૂખ, ઘડપણ અને મરણ આ છ વિકારો દૂર થઈ જાય છે. શોક અને મોહ આ બે વિકારો મનના છે. તરસ અને ભૂખ આ બે વિકારો પ્રાણના છે. ઘડપણ અને મરણ આ બે વિકારો શરીરના છે.

સાહેબ કહે છે કે સ્વર્ગ, મૃત્યુ અને પાતાળ આ ત્રણ લોક અનુમાન માત્ર છે. એ ત્રણ લોક રજસ, સત્ત્વ અને તમોગુણ સ્વરૂપ હોવાથી કલ્પના રૂપ છે. ત્રણે લોકના અધિષ્ઠાતા બ્રહ્મા, વિષ્ણુ અને મહાદેવ ત્રિગુણાત્મક હોવાથી બંધન રૂપ છે, કારણ કે સ્થૂલ, સૂક્ષ્મ અને કારણ દેહ તથા જાગ્રત, સ્વપ્ન અને સુષુપ્તિ અવસ્થા અનુમાન માત્ર છે. તુર્યા રૂપ અવ્યક્ત દેહ નિરંજનનો છે, તે પણ બંધન રૂપ છે અને કલ્પના રૂપ છે. આ ચારથી પર પાંચમી દશા સ્થિતિ અલખ એટલે મન, બુદ્ધિ, વચનથી ન લખી શકાય તેવી છે પરંતુ ગુરુગમ દ્વારા અનુભવી શકાય છે. તે સંયમ ચેતન સ્વરૂપ પરમાત્મા અવિગત સત્ય પુરુષની સ્થિતિ છે. તેને ઓળખનાર અને પરખનાર જ્ઞાની સંસારમાં કોઈ વીરલ જ હોય છે.

જેમ બધાં જંગલોમાં ચંદન વૃક્ષ હોતાં નથી તથા બધા સમુદ્રમાં મોતી પાકતાં નથી, તેવી જ રીતે સંસારમાં બધા સંત જ્ઞાની ભોમિયા હોતા નથી. વેષધારીઓ તો લાખો કરોડોમાં હોય છે પણ સાચા જ્ઞાની સંત કોઈક જ મળી આવે છે. નાના પ્રકારના સ્વાંગ, ભેખ ધારણ કરી ફરનારો તો આખો સંસાર છે. પરંતુ સાચી સમજને ધારણ કરનાર કોઈક જ હોય છે. જ્ઞાનીની સમજ અપાર અને અભેદ એટલે કે જેનો ભેદ ન જાણી શકાય તેવી હોય છે. જેમ સંસારમાં પક્ષીઓ કરોડો છે પરંતુ અનલ પક્ષી તો કોઈક જ હોય છે કે જે સર્વદા આકાશમાં રહે છે, પૃથ્વી ઉપર કદી પણ પગ મૂકતું નથી.

સાચા જ્ઞાની સદા ઉદાસીન વૃત્તિથી નિજ સ્વરૂપ આકાશમાં વિચરતા હોય છે. સદ્ગુરુ કહે છે કે આવા સંતની શોધ કરવી અને સદા તેમનાં ચરણોમાં રહેવું. જેમના પુણ્ય ભાગ્ય હોય અર્થાત્ ગુરુભક્તિ તથા સંત સેવા જેઓની કમાઈ પૂર્ણ થયેલી હોય છે તેમને જ આવા સાચા સંતનો ભેટો થાય છે અને તેમના જન્મમરણની કલ્પના મટી જાય છે.

સદગુરુ કહે છે કે આ સંસારમાં આપણું કોઈ નથી અને આપણે પણ કોઈના નથી. જીવ જેને મારું મારું કહે છે તેમાં તેનું કાંઈ નથી અને જીવ કદી

કોઈનો થતો નથી, કારણ કે આત્માથી ભિન્ન સર્વ વસ્તુઓ અનાત્મ અને નાશવંત છે એટલે તે કોઈ પણ વખતે જીવનો થઈ શકતો નથી. જીવ પોતે ચેતન સ્વરૂપ અવિનાશી હોવાથી તે પણ કોઈનો થઈ શકતો નથી. આ જીવનો દેહ સાથેનો સંબંધ નાવમાં બેઠલા મનુષ્ય જેવો છે. જેમ નદી પાર કરતી વખતે જુદે જુદે ઠેકાણેથી આવેલા મનુષ્યો નાવમાં ભેગા બેસી નદી પાર ઊતરે છે, અને પોતપોતાને ઠેકાણે પડે છે તેવી જ રીતે સંસારમાં જીવો પ્રારબ્ધ કર્મ અનુસાર ભેગા મળે છે, અને પોતે પોતાના પ્રારબ્ધ કર્મ અનુસાર અન્ય યોનિમાં જાય છે.

સંત સજ્જન જ્ઞાની સંત પુરુષોનો સત્સંગ સમાગમ એ અખંડ આનંદ ને અવિનાશી સુખ આપે છે. એ સુખનો અખંડ આનંદ ઉઠાવનારા વિરલ જ હોય છે. સર્વ કોઈ ઉઠાવી શકતા નથી. સદ્‌ગુરુ કહે છે કે હરિજન એટલે પરમાત્મા સ્વરૂપ સદ્‌ગુરુ અને પ્રેમી ભક્તજનો આવી મળે તો સાક્ષાત્ હરિ સ્વરૂપ પરમાત્મા દેવ સદ્‌ગુરુ મળ્યા એવો જેમના મનમાં દઢ વિશ્વાસ અને આસ્થા છે વાસ્તવમાં તેઓ જ મુમુક્ષ છે. હરિજન એ સર્વ પ્રકારનાં દુઃખો હરણ કરનાર પરમાત્મા જ છે. અર્થાત્ પરમ તત્ત્વ સ્વરૂપ સદ્‌ગુરુ હરિજનને સાકાર સ્વરૂપે જ દર્શન આપે છે. જેમ પુષ્પની સુવાસ હોય છે તેમ હરિજનોમાં હરિ જ નિવાસ કરી રહેલા હોય છે. જેમ સુવાસ માટે પુષ્પોના સંગની આવશ્યકતા છે તેમ હરિ સ્વરૂપ સદ્‌ગુરુના દર્શન માટે હરિજન સ્વરૂપ સંતનો સમાગમ આવશ્યક છે.

સંત એ જ સાહેબનું સાકાર સ્વરૂપ છે. સાહેબમાં અને સંતમાં ભેદ નથી. બંને એક જ છે. જેઓ સંતથી સાહેબને ભિન્ન સમજે છે તેઓ જન્મમરણના ફેરામાંથી છૂટી શકતા નથી અને ચોર્યાશીમાં ભટકતા રહે છે. જ્યાં સાચા સંતો બિરાજતા હોય છે ત્યાં આઠે પહોર એટલે કે રાતદિવસ સત્‌નામ કૈવલનું સ્મરણ બિનચૂક થતું હોય છે. તેઓ પોતે નિજાત્મ રસ અમીરસના પ્રેમાનંદનો મસ્ત પ્યાલો પીતા હોય છે. અર્થાત્ નિજ નામના સાચા પ્રેમી સંતોના શરીરના રોમે રોમે નિજ નામસ્મરણથી પુલકિત હોય છે

અને નિજાનંદની મસ્તીમાં પ્રેમમગ્ન હોય છે. જ્ઞાની જીવાત્માઓ નિજાનંદ સ્વરૂપથી દૂર થઈ ગયા છે, તેમને ફરી પાછા નિજાનંદ સ્વરૂપમાં જોડી આપનારા સાચા સંતો છે. તેઓ સ્વરૂપથી વિખૂટા પડેલા અંશોને નિજાત્મક સ્વરૂપનું ભાન કરાવી આવાગમનથી રહિત કરે છે. હે મનુષ્યો ! તમે સદા સર્વદા સંત પુરુષોની સંગતિ કરો. સંત પુરુષોની સંગતનું ફળ કદી નિષ્ફળ જતું નથી. સંત જનો તથા સંત પુરુષની સંગતિ હંમેશાં કલ્યાણ કરનારી છે.

પ્રેમભાવ, શ્રદ્ધા, ભક્તિ વગરના જે મનુષ્ય સંસારમાં જીવે છે તેઓ મનુષ્યદેહ ગુમાવી બેસે છે અને વારંવાર ચોર્યાશી લાખ યોનિમાં ભટકે છે. સંસારમાં બધા પોતાને આસ્તિક કહે છે, કોઈ પોતાને નાસ્તિક કહેતું નથી. વાસ્તવમાં તેઓ નાસ્તિક જ છે કે જેઓ કૃત્રિમ મનથી કલ્પિત અથવા બનાવટી દેવીદેવતા કે બીજા કોઈ પરમાત્માને કર્તા કે માલિક તરીકે માને કે ઓળખાવે છે. પ્રાણી માત્રના પરમાત્મા તો પોતાનામાં જ નિવાસ કરી રહેલા હોય છે. અજ્ઞાનવશ તેઓ પોતાથી બહાર અલગ ભિન્ન સ્થળે ખોળતા હોય છે.

જેઓને નિજ સ્વરૂપ સાહેબનું જ્ઞાન પ્રાપ્ત થયેલું છે તેવા અનુભવી અને પહોંચેલા સંત મહાપુરુષ અને સર્વના ઘટ ઘટમાં બિરાજેલા સાહેબમાં કોઈ અંતર રહેતું નથી. સાચા સંતો સમાજથી મનમાં ડરતા રહે છે, છતાં ભય રાખી આત્મવિચાર કરતા હોય છે અને રાતદિવસ આઠે પહોર શ્વાસોશ્વાસમાં નિજ નામનો જાપ કરતા હોય છે. પળ માત્ર પણ સ્મરણને વિસરતા નથી.

સદ્‌ગુરુ સાહેબ કહે છે કે અત્યારે કળિકાલનો જમાનો છે. તમે સાચા સંતો, જ્ઞાનીઓ અને ભોમિયાઓને માનવાને બદલે કામી, ક્રોધી, હાસ્યવિનોદ કરી કર્તાના ક્રતને વારંવાર કહી સંભળાવનારા, દૃષ્ટાંતો આપી પટાવી દેનારા, ભેખધારીઓની પૂજાઓ કરો છો. અર્થાત્ કળિયુગમાં સંતોને બદલે સ્વાંગધારીઓની પ્રતિષ્ઠા થાય છે. પોતાને સંત એમ તો સહુ કોઈ કહે છે. પરંતુ સાચી રહેણીકરણીવાળા સંતો ભવસાગર રૂપી સંસારથી અલિપ્ત

વસતા હોય છે, જ્યારે સ્વાંગધારીઓ સંસારમાં ફસાયેલા હોય છે. જેમ કરોડો હજાર જાતિ પક્ષીઓ હોય છે પણ અનલ પક્ષી એકાદ હોય છે, તેમ કરોડો ધર્મના સ્વાંગધારીઓમાં, ભેખધારીઓમાં, સંત પણ વિરલ જ હોય છે.

સદ્‌ગુરુ કહે છે કે સંસારમાં સેવા એટલે પૂજા અને ઉપાસના બે પ્રકારની ઉત્તમ છે. એક સંત મહાત્માઓની અને બીજી પરમાત્મા દેવ સદ્‌ગુરુની કે જે જીવને મુક્તિપદ અર્પે. સંત નિજકર્તાના નામનું સ્મરણ બતાવે, સદ્‌ગુરુનો પરિચય અને અનુભવ કરાવે. મન રૂપ ભ્રમર એક રૂપ થતાં સાહેબની સાથે કોઈ દિવસ ભક્તિ રંગ છૂટતો નથી. જેમ જેમ સંતોનો સંગ કરતા જશો તેમ તેમ પ્રતિદિન વધતો જશે. સંત યાને જ્ઞાનીની શરણમાં ગયા પછી ભૂતકાળનાં કાર્યોની શુદ્ધિ ન કરવી. પાછળ જે કાર્યો કરી આવ્યા છો તેને વારંવાર યાદ કરવાથી કંઈ લાભ થતો નથી. હવે જે હાથમાં છે તે આગળના ભવિષ્યની કઈ કમાઈ થઈ શકે છે તેનો વિચાર કરવો જરૂરી છે.

સંત અને જ્ઞાની આકાશગામી દેવનદી ગંગાના જેવા છે. તેમની ચાલ યાને ગતિ આકાશગામી પક્ષીના જેવી છે. તેઓ જે જે માર્ગથી ગમન કરે છે તે તે માર્ગમાં આવતા વિવેકીજનોને પવિત્ર કરે છે. અર્થાત્ સંત જ્ઞાની ભોમિયાના સંસર્ગમાં જે વિવેકીજનો આવે તે મુક્ત થઈ જાય છે. સદ્‌ગુરુ સાહેબ કહે છે કે, સંત મહાત્માઓ પ્રશંસનીય છે, તેઓએ પાંચે ઈન્દ્રિયોને દમન કરેલી હોય છે. જેની પાંચે જ્ઞાનેન્દ્રિયો, પાંચે કર્મેન્દ્રિયો વશમાં નથી તેમનાથી સાહેબ પરમાત્મા દૂર રહે છે. જેની ઈન્દ્રિયો વશમાં છે, તેવા સંત મહાત્માની તો બલિહારી છે. સદ્‌ગુરુ સાહેબ કહે છે કે જે સંતો નિષ્કામી એટલે કામનાઓથી રહિત અને જેમની દશાસ્થિતિ કે રહેણી નિર્મળ હોય છે તેઓને ચારે બાજુ બાદશાહી જ હોય છે. નિર્મળ રહેણીવાળા સંતો ચારે દિશામાં સ્વરાજ્ય ભોગવતા હોય છે. કોઈ પણ ઠેકાણે તેમને રોકાણ હોતું નથી. આવા સંતોની વૈકુંઠ પણ આશા રાખે છે કે તેઓ ક્યારે આવી પોતાને પાવન કરે. સ્વયં પરમાત્મા પણ આવા પવિત્ર સંતોની આશા રાખતા હોય છે.

જેઓની ધોતી અદ્ધર સુકાતી હોય અને સતના પ્રવાહથી તપતી હોય તેવા અસંખ્ય ઋષિમુનિઓ રાજા યુધિષ્ઠિરના યજ્ઞમાં ભેગા થયા. પરંતુ કોઈથી પણ આકાશી ઘંટ વાગ્યો નહિ અને ખુદ કૃષ્ણે પણ કહ્યું કે મારાથી પણ ઘંટ વાગશે નહિ. હંસ ભક્ત, અસંખ્ય ઋષિમુનિઓના વેત્તા એવા, સપન સુદર્શનજીએ ભોજનનો ઘંટ વગાડ્યો હતો. એવા ઋષિમુનિ અને તપસ્વી યોગી કરતાં પણ સંત અધિક છે.

સંત મહાત્માઓ જ્યાં રહે ત્યાં હંમેશાં છુપાઈને રહે છે કારણ કે વધુ જનસંપર્ક ભજન, સત્સંગ, ધ્યાનમાં વિક્ષેપ કરનારો બને છે અને વધુ જનસંપર્ક થતાં વાણીના બકવાસમાં ખેંચાઈ જવાનો સંભવ છે. તેથી સંતોએ સદા ઝાઝા જનસંપર્કથી દૂર રહેવું જોઈએ. સદ્‌ગુરુ સાહેબ એક રહસ્ય વાત સમજાવે છે. સંત જ્ઞાની આત્મસ્વરૂપના સાક્ષાત્કારની ભાવનાવાળા છે. હંમેશાં નિજ સ્વરૂપના અનુસંધાનમાં પ્રતીતિવાળા છે એવા સંતો જ્ઞાનીઓએ હરહંમેશ પોતાને છુપાયેલા રાખવા જોઈએ, કારણ કે વધુ પડતા જનસંપર્કમાં આવવાથી મનની વૃત્તિઓ અંતર્મુખ બનવાને બદલે વધારે બહિર્મુખી થતી જાય છે, અને પોતાના નિજ સ્વરૂપથી દૂર થતા જાય છે. સદ્‌ગુરુ સાહેબે ચેતવણી આપી છે કે સુરતિ અને મનોવૃત્તિ બહિર્મુખી થવાથી સંસારની નાનાવિધ પ્રવૃત્તિમાં ફસાઈ પડે છે. આને લીધે હે સંત, તું તારા નિજ સ્વરૂપથી ઘણો દૂર થઈ ગયો છે, જે હરદમ તારી પાસે જ છે. માટે હવે તું તારી સુરતિ મનોવૃત્તિને સમેટીને સ્થિર થઈ અંતર્મુખ બનાવ, જેથી તું તારા નિજ સ્વરૂપની આઠે પહોર ચોવીસ કલાક હાજરાહજૂર રહેશે.

જે સંત યાને જ્ઞાની યા ભક્ત વાણીના વિસ્તારમાં એટલે વાદવિવાદ અને વૈખરી વાણીના વિલાસમાં પારંગત થવાની લાલસા રાખે છે તે કરોડો દોષોનો ભાગીદાર બને છે. માણસોને રાજી કરવા તેમને વાણીનો સારો નરસો ઉપયોગ કરવો પડે છે. આત્મકલ્યાણ ચાહનાર ભક્તોએ વાણીના ખોટા બકવાસમાં પડવું નહિ. જો તમે તમારા નિજ સ્વરૂપમાં સાક્ષાત્કાર ચાહતા હો તો તમો વાણીના બકવાસમાં ન પડતાં, તમારી પોતાની સુરતિને સંસારના

વિષયોમાંથી પાછી વાળી, નિજ સ્વરૂપમાં ભજન સ્મરણ ધ્યાનમાં સ્થિર કરો. તેથી તમને તમારું નિજ સ્વરૂપ આઠે પહોર પ્રાપ્ત થયેલું જણાશે. તમારું નિજ સ્વરૂપ તમારાથી દૂર નથી, તમારી પાસે જ છે પરંતુ મનની ચંચળતાને કારણે અનુભવાતું નથી. સુરત નુરત સ્થિર થતાં આઠે પહોર તે અનુભવાશે.

ચેતવણી. સાહેબ કહે છે કે આજે, કાલે કે પાંચ દિવસે કે પછી પાંચ વર્ષે કે પાંચ જન્મો પછી, જ્યારે ત્યારે પણ આ જીવનો ઉદ્ધાર સંત જ્ઞાની મહાત્માઓ દ્વારા જ થવાનો છે. તે સિવાય બીજું બધું પ્રપંચનું મિથ્યા છે. અર્થાત્ જીવોનો ઉદ્ધાર જ્ઞાનીના માર્ગથી જ જ્યારે ત્યારે થશે. તે સિવાય બીજો કોઈ માર્ગ નથી. માટે હે જીવ, આ મનુષ્ય અવતાર દુર્લભ હોઈ હાલના વખતના સદ્‌ગુરુની સાથે સહવાસ રાખીને તું ભવપારંગત થા. જેવી રીતે માછલીઓ પાણીમાં રહે છે તેવી રીતે સંત યા જ્ઞાનીમાં સાહેબ બિરાજેલા હોય છે. જેમ માછલીનું જીવન પાણી છે તેમ સાચા સંત જ્ઞાની અને હંસજનોનું જીવન પણ સાહેબ જ છે. સાહેબના વિરહમાં તેઓ પોતાનું શરીર છોડી દે છે. આવા સંત જ્ઞાની ભોમિયા આ જગતમાં રહે છે, પરંતુ અજ્ઞાની પુરુષો તેમને ઓળખી શકતા નથી. જેમના અંતરમાં સાચી સમજ અને જ્ઞાન છે તેઓની વાતો અગાધ છે. સાચી સમજ વિના સંતોના મહિમાનો પાર કોઈ પામી શકે નહિ. એવા સંતોના શત્રુમિત્રો હોતા નથી. આવા સંતોના સહેવાસમાં, સમાગમમાં, પરમ કલ્યાણ સમાયેલું છે.

આ જગતમાં હા કહેનારને મોટું દુઃખ સહન કરવું પડે છે, જ્યારે ના કહેનારને કોઈ પણ દુઃખ ઝીલવું પડતું નથી અર્થાત્ કોઈ વાતની હા કહેવાથી મોટી જવાબદારી લેવી પડે છે અને ના કહેવાથી સર્વ પ્રકારની જવાબદારીથી દૂર થઈ જવાય છે. માટે હાજી ન બનતાં નાજી બનો અને પોતાના અંતરમાં બિરાજેલા સાહેબના સ્વરૂપમાં સ્થિર થાવ, જેથી તમે આવાગમનના મહાન ચક્રમાંથી હરહંમેશ માટે છૂટી જશો. હે ભક્ત, તું અંતરમાં સ્થિર થાય ત્યારે નિજાત્મ સ્વરૂપની ઓળખાણ પહેચાન થાય છે.

સંત જ્ઞાનીમાં કદાચ કોઈ વખતે દુર્મતિ, દુષ્ટ વિચાર, દુરદર્શના જાગે છે તો તે પાણીમાં મારેલી લાત સમાન ક્ષણજીવી હોય છે. લાત મારવાથી પાણી અલગ તો થાય છે પણ તરત જ પાછું એક થઈ જાય છે. સંત જ્ઞાની ભોમિયાઓ ગમે તેવી આપત્તિ, લોભ, લાલચ કોઈ પણ તેમના માર્ગમાંથી હટાવવા ચાહે તો પણ માર્ગમાંથી ચલિત થતા નથી. તે કાળના માથા ઉપર બેસે છે, અર્થાત્ પોતાના સાચા ધર્મમાંથી કદાપિ ચલિત થતા નથી અને મરજીવા બની કાળના બ્રહ્મને પગ તળે દબાવી ગગનગુફામાં જઈ બેસે છે. તે સદ્‌ગુરુના પ્રેમરસમાં રાતદિવસ મસ્ત બનેલા રહે છે.

સંત જ્ઞાની પુરુષો જ્યાં હેત-પ્રીતિ હોય છે ત્યાં સ્વેચ્છાએ ચાલ્યા જાય છે. જ્યાં હેત ભાવ શ્રદ્ધા ભક્તિ હોતાં નથી ત્યાં બોલાવવા છતાં જતા નથી. સંત અને જળ એ બંનેનો એ સહજ સ્વભાવ છે કે જ્યાં નમ્રતા, નમ્ર ભાવ હોય ત્યાં આપોઆપ જઈને સ્થિર થાય છે. જેમ જળ નીચાણવાળા ભાગમાં જઈ ઠરે છે તેમ સંતો પણ દાસત્વવાળા જીવો પાસે ચાલ્યા જાય છે. અભિમાનીને ત્યાં બોલાવવા છતાં પણ જતા નથી. સંતો હેતભાવના ભૂખ્યા હોય છે, જ્યાં હેતભાવ હોય છે ત્યાં સરળતાથી પહોંચી જાય છે. ગરજી મતલબીનો ભરોસો કરતા નથી, વિશ્વાસ રાખતા નથી. સંતોની સેવા, ગુરુ સાહેબની પ્રાર્થના સેવા, સત્‌નામ સ્મરણ તથા વૈરાગ્ય આ ચાર પુરુષાર્થ જ્યારે પૂર્ણ ભાગ્યોદય થાય છે, ત્યારે જ માણસને પ્રાપ્ત થાય છે. અર્થાત્ પરમ ભાગ્યશાળી જીવાત્માને જ સંતોની સેવા, ગુરુની ભક્તિ, પરમાત્માનું સ્મરણ અને સંસાર પ્રત્યે વૈરાગ્ય આ ચાર વસ્તુઓ કૃપાથી જ પ્રાપ્ત થાય છે.

જીવો અતીતનો ભેખ ધારણ કરી અધિક અપરાધ કરે છે કારણ કે બહારથી ઉપરનો સ્વાંગ તેઓ સાધુની ગતિ ધારણ કરે છે અને અંતરમનથી ઘણા મેલા હોય છે. પરમ પિતા પરમાત્મા સદ્‌ગુરુ સાહેબ બધાના એક જ છે. પરંતુ ભેખધારી અને સ્વાંગધારીઓએ મનના બનાવેલા પંથોથી તેના ઉપર પડદો નાખી તેને અનેક બનાવી દીધા છે. માટે હે જીવ, તું નાના પ્રકારના ભ્રમ અને કર્મનાં બંધનને દૂર કરી નાખ,

કારણ કે પરમ પિતા સર્વમાં એક જ છે.

સાહેબ કહે છે કે ત્રણે લોકના સાર તત્ત્વ એક તિલક રૂપ છે અને નિત્ય સાર સ્વરૂપ સત્‌નામ છે, જે ગુરુમુખી હંસજનો પોતાના મસ્તક ઉપર તત્ત્વ તિલક અને મુખમાં સત્યનામ રૂપ નિત્ય સાર શબ્દને ગ્રહણ કરે છે, તેઓની શોભા પ્રતિષ્ઠા અપાર છે. ગુરુમુખી હંસજનો અલૌકિક શોભાને પ્રાપ્ત કરે છે. સાર તત્ત્વ એ જ તિલકની ખાણ છે અને જાણ્યા સિવાય કરવું નકામું છે. નિજ નામ સત્ય નામનું સ્મરણ કરવું એનો જ મહિમા છે. ગમે તેમ નામ રટતા રહેવાનો કોઈ અર્થ નથી, અર્થાત્ નિજ આત્મસ્વરૂપનો પરિચય કરાવનાર સત્ય નામનું રટણ જ કલ્યાણકારી છે અને સાચો મહિમા એ જ નામનો છે. આ અક્ષય તિલક જેઓ ધારણ કરે છે તે પરમ સિદ્ધાંતને પામે છે. જેમણે સાર તત્ત્વ રૂપ તિલકને શિરે ધારણ કર્યું અને સુરતિ રૂપી સરળને કાને ધરી કરણી રૂપી કંઠી ગળામાં ધારણ કરી તેમને નિર્વાણ પદ પ્રાપ્ત થયું. જે તત્ત્વ સાર રૂપ શ્રેષ્ઠ તત્ત્વનો સ્વીકાર કરે તે આ શ્રવણને ધ્યાનમાં લે છે. બહારના બનાવટી બહાના ધારણ કરી રાખનાર સાચા ભેખધારી છે તેઓ સ્વાંગ ધ્યાન ધારણ કરનારા છે.

ભૃકુટી એટલે ઇંગળા, પિંગલા અને સુષુમ્ણા એ ત્રણે જ્યાં એકત્ર થાય છે તે નાસિકાનો અગ્ર ભાગ તે તિલકનું મૂળ છે. ભૃકુટી એટલે બંને આંખોની ભ્રમરો જ્યાં ભેગી થાય છે એ સ્થાન, મધ્ય નિશાન ચિહ્‌ન અને બ્રહ્મવિત્ બ્રહ્મરંધ્ર અધર તિલક અંતરલ એટલે અંતનો ભાગ છે. સારાંશ કે મુક્તિ માર્ગ નાસિકાના અગ્ર ભાગથી શરૂ થઈ બ્રહ્મરંધ્ર પર્યન્ત પહોંચે છે. જેમ કે 'દ્વાદશ પીધો જેને પ્રેમથી એ તો સમાઈ રહ્યો શૂન્યમાં' તેને સમજી જે શિરોધાર્ય કરે છે તેઓ મુક્તિપદને પામે છે.

સદ્‌ગુરુનાં બાણ જેને વાગ્યા, તેની સુરતા ચડે આસમાનમાં,
મકર તાર દોરી દમ શ્વાસા, ત્યાં મધ્યે કૈવલ હંસ નિવાસા.

મધ્ય ગુફા એટલે ભ્રમરગુફા અથવા ત્રિવેણી કે જ્યાં સુરતિનું સ્થાન

છે, તેના ઉપર તત્ત્વ તિલકનું પરમ ધ્યાન આવેલું છે. ભ્રમરગુફાના ઘાટમાં સુરતિ સ્થિર કરવાથી ત્યાં મકર તાર દોરીનો માર્ગ ચાલુ થાય છે. તે મકર તાર દોરીના માર્ગમાં જેઓ સુરતિ ખેંચી સાર શબ્દના નાદ સંધાનમાં અવલ સમાધિ (એટલે કે એકસરખી સદાય કાયમ રહેનારી, ક્ષણ વાર સમાધિ રહે અને બીજી ક્ષણે ઊતરી જાય તેવી નહિ, પરંતુ અખંડ એક ભાવે સ્વ સ્વરૂપમાં સ્થિતિ રૂપ અમર સમાધિ) જે લગાવે તેને નિજ નામ સાર શબ્દનો અનુભવ થાય છે.

જેઓ દેખાવમાં દ્વાદશ તિલક કરે છે, જેઓ તિલકના મૂળ ભાવને સમજતા નથી, અર્થાત્ અંગ તિલકના રહસ્યને નથી જાણતા તેવા ભેખધારીથી સતત દૂર રહેવું. કેવળ ઉપરનો ભેખ જોઈ ભરમાશો નહિ. ઘણા ભેખધારી બગલા જેવા સ્વાંગ અને ધ્યાન ધરનારા હોય છે. તેમ મૂર્ખ અને અજ્ઞાની ભેખધારી પણ છળકપટયુક્ત અને ચાલચલગતવાળી કરણી કરતા હોય છે. અર્થાત્ ઉપર ઉપરથી ત્યાગનો ઢોંગ રચી ભોળા અને શ્રદ્ધાળુ ભક્તોને ઠગતા હોય છે. ઊજળો ભેખ જોઈ વિશ્વાસમાં પડશો નહિ. આવા સ્વાંગધારીઓ બગલાની માફક પોતાની મતલબ સારુ ધ્યાન ધરી બેઠેલા હોય છે. સંત સાધુના સ્થાનમાં, અખાડા આશ્રમમાં, બેસી દાવ લાગતા પકડી લેશે. આવી રીતે જૂઠા જ્ઞાનના દેખાવમાં ભેખધારીઓ પણ પોતાની સાથે જનસમાજને લઈ ડૂબે છે.

જેઓ ચાલ બગલાની ચાલે અને પોતાને હંસ કહેવડાવે તેઓ સદ્‌ગુણ રૂપી મોતીનો ચારો કેવી રીતે ચરી શકે ? એવા છેવટે કાળના હાથમાં જ જઈ પડે છે. જેટલા મોઢેથી મીઠું બોલનાર છે, તે બધાને સાધુ કે સંત માની લેશો નહિ, એવા મીઠા ભેખધારીઓ પહેલાં તો વિશ્વાસ ભરોસો દેખાડી, વખત આવે રસ્તામાં જ છોડી દે છે. વિશ્વાસ રાખી વાત કરનારા ધુતારાઓથી સાવચેત રહેવું. જ્ઞાન અને ધ્યાનની મીઠી મીઠી વાતો કરવાથી જ કોઈને સંત કે ભોમિયો માની ના લેશો. આવા સ્વાંગધારીઓ તો પહેલાં પોતાના વેશ ભજવી બતાવે છે અને પાછળથી પોતાનું ખરું સ્વરૂપ દેખાડે છે. માટે ચેતો.

કેશ અને વાળને તમે હજાર વખત ઓળો છો, તેમને તમારું શું બગાડ્યું છે ? તમે તમારા મનને કેમ ઓળતા નથી ? શુદ્ધ કેમ બનાવતા નથી ? તેમાં અસંખ્ય વિકારો ભર્યા પડ્યા છે. મનને અપવિત્ર રાખવાથી મનુષ્ય જન્મ હારી જવાશે. ઉપરનો સ્વાંગ ધારણ કરવા કરતાં મનને મનસા વાચા કર્મણા શુદ્ધ બનાવવાની કાળજી રાખો. ભેખ અને સ્વાંગ ધરવામાં કેશ ઓળવામાં આખો જન્મારો પૂરો થયો પરંતુ આત્મ નામનો ભેટો થયો નહિ. નિજ આત્મરામને ઓળખી શક્યા નહિ એવા સ્વાંગધારીઓ મોઢેથી રામ રામ જપતા હોય અને જપાવડાવે તો તે રામનામ શું કરે, કારણ કે તેમના મનનાં કારણ કામો બીજાં હોય છે.

હૃદયની ગ્રંથિ છૂટી નથી, તો માળા ફેરવવાથી શો ફાયદો ? જેના મનમાં કપટની કાતર રહેલી છે, અને જ્યાં સુધી હરિ સ્વરૂપ નિજ આત્મ સ્વરૂપનો પરિચય સાંપડ્યો નથી ત્યાં સુધી ઉપરની બનાવટોથી કંઈ લાભ નથી. પૂર્ણ રીતે સદ્‌ગુરુ જ્ઞાન હૃદયમાં નોંધાયું નહિ અને દેખાદેખી ભક્ત સાધુનો સ્વાંગ પહેરી લીધો તો તેનો રંગ કાયમ ટકશે નહિ. મનના દૃઢ વિશ્વાસ સિવાય પકડેલી સાર વાત પણ છૂટી જાય છે. સંસારી નાના પ્રકારના ભેખ ધારણ કરે છે પરંતુ તેમના મનમાં ભ્રમ નષ્ટ થતો નથી. મનુષ્યો મનની શાંતિ માટે નાના ઉપાય કરે છે પરંતુ ભ્રમણા ભ્રાંતિ મટતી નથી, ઊલટું દિનપ્રતિદિન જેટલા ઉપાયો કરે છે તેટલી વધારે ને વધારે વધતી જાય છે. જ્યાં સુધી મનુષ્યને સાચા સદ્‌ગુરુની પ્રાપ્તિ થતી નથી ત્યાં સુધી અલેખ મન, વાણી અને વચનથી પર કૈવલ આત્મન જ દ્વારા ગમ્ય એવું સ્વસ્વરૂપ, કે જે તેની પાસે જ છે તેનાથી દૂર રહે છે. સાચા સદ્‌ગુરુ શરણ વગર નિજાત્મ સ્વરૂપ પરમાત્મા સાથે અંતરપટ રહ્યા જ કરે છે.

વિવેકી મનુષ્યે તો એવો ઠાઠ સ્વાંગ કરવો જોઈએ કે જેથી ફરી આ શરીરમાં આવવું ન પડે. જેને કોઈ લઈ ન શકે એવી જ્ઞાનની ગોદડી એટલે સમજની ગોદડી ઓઢી લેશો તો વારંવાર બદલવી પડતી તેવી આ શરીર રૂપી ગોદડી ઓઢવી પડશે નહિ.

# પત્ર સત્સંગ - ૧

(૧) સદ્‌ગુરુની શોધ કરી નથી, અનુભવી પુરુષને સેવ્યા નથી. અનુભવી ગુરુના અભાવે, વિશાળ બુદ્ધિ થઈ નથી.

(૨) હે ભાઈ ! તમો આત્મ તત્ત્વનો અનુભવ કરીને પછી સાહેબ કે સાંઈને ભજો. આત્મ અનુભવ કર્યા પછી અને અંશ સ્વરૂપે થયા પછી, તે કોઈને વંદતો નથી તેમ જ નિન્દતો નથી.

(૩) શ્રીમદ્ સમર્થ કરુણાસાગર પોતે કહે છે કે, આ સ્વરની સાથે એકતા થાય, તૂટક વૃત્તિ ન થાય તેવું લક્ષ કર. પ્રણવ વહન કરે છે તેની આદ્યે જે વસ્તુ છે, તે શું છે તેનો અનુભવ થયે વિશાળ અંતઃકરણ ખીલશે. આ પ્રમાણે નિજ સત્ય સ્વરૂપનો અનુભવ થશે તો દરેક ઘાટો (શરીર)માં રહેલો આત્મા પ્રણવ ઉપર રહી, સઘળા શરીરની તપાસ રાખે છે તે સમજાશે.

(૪) ઉપર જે કહ્યું તે મુજબ નિજ લક્ષ પ્રાપ્ત કરી, વિચાર કરી જો. આત્મા અને પરમાત્મા જે બ્રહ્મતાર છે તે નિજ સ્વસ્વરૂપનો અનુભવ કરવાનો માર્ગ છે. પ્રણવ અને અંશ કર્તાના કહેવાય. પ્રણવની સંધિમાં શું રહેલું છે તેનો વિચાર કર. તે કર્તાપદ સર્વ શિર રહ્યું છે. તેનો અંશ તે તું જ છે, પોતે નિજ રૂપ જ છે. પરંતુ જ્યારે દેહદૃષ્ટિ દૂર થાય ત્યારે જ નિજ કર્તા સ્વરૂપ છે અને તે કૈવલ કુળવાળું છે, એવું નિજ અનુભવે કૈવલ પદનો અનુભવ થાય.

(૫) તો તે કર્તા પદ પરમ ગુરુનો લક્ષ સમજાવે અને તે તને આવડે તો જ તે લક્ષ વડે સમર્થ પતિપદનો સાક્ષાત્કાર થાય તેમ છે. અક્ષર અને શબ્દોથી તથા લક્ષથી પણ પર એવું ધણીપદ છે. પરમ ગુરુ મતે ચાલશો તો જ અનુભવ થશે.

(૬) નામ અને રૂપથી પર શું અને નામ રૂપ શેમાંથી થયા અને ઘાટ

બંધાયો તેનો અનુભવ પાછા વળી વિચાર કરો. આ શુદ્ધ સ્વરૂપ અનુભવથી જવલ્લે કોઈક જ જાણે છે.

(૭) આ જગતના સલેખ સંતોને તો ફક્ત કર્તાના કૃત્યનું જ જ્ઞાન છે પણ અલેખના સંતો તો અવિગત સ્વરૂપે રહી અવિગત પતિની એક્તા કરી રહે છે.

(૮) પૂજનીય અને અનુભવી એવા સંતની વાણીમાં તો સુવર્ણ ભરેલું છે તેવા પુરુષોને સેવવાથી નિત્ય બોધ રૂપી સોનું પ્રાપ્ત થશે. તેવા અલેખના સંતને સેવશો તો સત્ય સંગ રૂપી સુવર્ણ પ્રાપ્ત થશે.

(૯) હે ભાઈ ! પાછા વળીને જુઓ. જેનો જન્મ નથી, એવું શું છે, તેની તપાસ કરો. નિજ સ્વરૂપને જાણો. અલેખ સંત પોતાનો સાક્ષાત્કાર કરવાથી જ થયા છે. 'જેવો આપો તેવો જ બાપો'. જો ઓળખાય આપો તો ઓળખાય બાપો. જો છૂટે આપો તો તરત મળે બાપો.

(૧૦) ઉપર પ્રમાણે લક્ષણવાળા મહા અનુભવી સંત હોય જેની વાણીમાં આકર્ષણ શક્તિ હોય તેવા પુરુષ બ્રહ્મના સાક્ષાત્કાર હોય છે. તેમનું ભૌતિક શરીર જગતને દેખાય પણ પોતે બ્રહ્માકાર વૃત્તિએ નિજ અનુભવમાં જ રહે છે. કૈવલ કર્તાના જ્ઞાન સ્વરૂપના ફળ રૂપે વિશ્વ સ્વરૂપનો સઘળો અનુભવ થવાથી ક્રિયા કરતાં દેખાય છતાં નેહઃ કર્મી (નિષ્કામી) છે.

(૧૧) સંત સેવા ગુરુ બંદગી, આઠે પહોર અભ્યાસ,
પ્રીત સહિત પૂજે હરિ સો કહીએ નિજદાસ.

ખરેખર તો તમામ નાશવંત વસ્તુનો અંત આવે છે, એવું સમજનાર તું અંશ જ છે.

(૧૨) વિચાર કરી જુઓ, અંતમાં તું જ બચ્યો, ઊગરતી વસ્તુ તે તું મારામાં, હું અને તારામાં તું એ પોતે ઊગરતા છીએ, તો પોતે પોતાની સુરતા વડે સેવા કરી ઊગરતા નિજ અંશને તારી સુરતા વડે સેવ, એકતા કર. વચમાં વિરામ લઈશ નહીં. તાભેર સુરતા જોડી રાખ. તારું સ્વસ્વરૂપ એ જ સ્વજાતિ

ગુરુનું સ્વરૂપ છે. માત્ર સમજમાં જ ફેર છે માટે બંદગી ત્યાં ભર.

(૧૩) ઓહંગને ભૃકુટીમાં સ્થિર કર એ બંદગી ભરી કહેવાય, એવી બંદગી વારંવાર પળપળ ગુરુની સન્મુખ ભરાય. પણ ભાવ પ્રેમ વિના તેવી બંદગી ભરાતી નથી અને બહારના ઘાટો ઉપર સુરતા લાગવાથી ગુરુને બંદગી પહોંચતી નથી. શ્વાસે શ્વાસે બંદગી ભરાય છે, એ વિચાર કરવાથી સમજણ પડશે. વિચાર કર્યા સિવાય વસ્તુ વહોરવાથી છેવટ પરિણામે સુખ આવતું નથી. આ પ્રમાણે અહર્નિશ આઠે પહોર એટલે રાત ને દિવસ અભ્યાસ કર, જેથી સર્વે દેવો તારા સાન્નિધ્યમાં રહેલા તને સાનુકૂળ થશે તે તું પ્રત્યક્ષ કર. લક્ષ છોડીશ નહીં, તો જ સર્વે દેવો તારી સેવાપૂજામાં સ્નેહપૂર્વક રહેશે. દેવો એટલે તારા શરીરમાં દ્વારે દ્વારે બેઠેલા, તે તને ઉપરની ભૂમિકામાં લઈ જવા માટે તને મદદ કરશે.

(૧૪) મન અને ઈન્દ્રિયો ઉપર કાબૂ મેળવી, ગુરુ લક્ષ વડે, નિજ સ્વરૂપમાં નિજ સુરતા નુરતા જોડતાં આવડે અને સમર્થ સાહેબ કૈવલ કર્તા સાથે નિજ અનુભવે એકતા કરે તે ભાગ્યશાળી છે.

(૧૫) બ્રહ્માકાર વૃત્તિ થયા સિવાય, જીવનમુક્તિ પ્રાપ્ત થાય તેમ નથી માટે આદર કર એટલે શરૂઆત કર. હમ હી જૈસા તુમ હી કરો તો હમ હી જૈસા હોય. તેવો આદર કર. બ્રહ્મ યોગ સાધ્યા સિવાય સમર્થ કર્તાનો અનુભવ નહિ થાય. માટે વિચારપૂર્વક પગલું ભરી આદર કર તો પરમ સુખ પ્રાપ્ત થશે.

(૧૬) વાણી ક્યાંથી નીકળે છે, કોણ કાઢે છે, ત્યાં સુરતા જોડવાથી નિજનો સાક્ષાત્કાર થશે ને હરિયાળી તમારી ભૂમિકા દેખાશે, જેથી ભૂખ ભાગી જશે એવું અમૃત ભોજન મળશે. પછી કોઈ પ્રત્યે આશા રહેશે નહીં.

(૧૭) હે ભાઈ ! તારું પ્રતિબિંબ નિજ સ્વરૂપે છે, પણ તારી વૃત્તિ ઘાટોમાં ઘેરાઈ એ આવરણે નિજ પારસનો પટ બેસતો નથી. આવો મહામણી મનુષ્યદેહ હોવા છતાં ગુરુગમ મેળવી, મન-મત છોડી, ગુરુગમે નિજ પદ પ્રાપ્ત કર.

(૧૮) આદર કર, નિજ પ્રણવ સાથે, નિજ ગુરુ ગમે, સુરતા શૂન્ય શિખર ચઢાવી, નિજપતિ સાથે હંગમાં મળી જા. એકમેક થઈ રહે તે સ્થળે તું જ છે. જો તારા નિજ સ્વરૂપની વૃત્તિથી પ્રાણ કે શ્વાસ અંતઃકરણ દ્વારા ઊઠે છે, તેમાં ઊંડો ઊતર અને સુરતા પાછી વાળી આત્મા સાથે જોડવાથી, એકતાપણે થવાથી, તારા સ્વરૂપનો સાક્ષાત્કાર થશે. આખરી પૂર્ણપદે વિશ્વાસે વસવાટ કરી કાયમ સુખ સ્વરૂપે રહેવા જેવું છે. એ જ કૈવલ પદ છે. માટે આદર કર અને સાક્ષાત્કાર કર.

(૧૯) હે અંશ ! કર રૂપ તારો પ્રણવ તારી સુરતામાં લે, જેથી તું સામર્થ્ય પ્રાપ્ત કરીશ અને અઢળક જ્ઞાનનો ઉચ્ચાર કરી અને કરાવીશ. જે જે પુરુષોએ આવો આદર કર્યો તે તે પુરુષોનું કામ સફળ થયું છે.

(૨૦) કૈવલ પદ કહેવાય તેવું નથી, વર્ણન થાય તેવું પણ નથી. અંકુરમાં બધી વિભૂતિ ભરેલી છે, પણ કહેવાય નહીં. નીકળે ત્યારે દેખાય, કારણ કે મહા કારણથી પોખેલી વિભૂતિથી પર કૈવલ પદ રહ્યું છે.

(૨૧) જ્યારે અંશ નિજ સ્વરૂપે પ્રકૃતિના પટો રહિત થાય, ત્યારે તુર્યા રૂપે રહે છે. જ્યારે તે પ્રકૃતિ વશ હતો ત્યારે દુઃખી હતો પણ સ્વપ્નમાં તે દુઃખી હોવાની જાણ હોવા છતાં પણ દુઃખી તો થતો નથી. તેવી જ રીતે સત સમર્થ પતિ કૈવલ અને તેમના ચેતન અંશોને જુદાપણું અને સુખદુઃખ છે જ નહીં.

(૨૨) સાત દ્વીપ અને નવ ખંડ તે પિંડમાં સાત ચક્રો અને તેથી વચલા ગાળાનો ઉપર હેઠળના ભાગ તે નવ ખંડ છે. પ્રણવના આ પડ ચર્મ જ છે. અવનિના અંકુર સહજ છે, જેથી ક્રિયા થાય છે. નહીં તો બ્રહ્મ અડોલ જ છે. પણ જે બેની સંધિમાં અંકુરવત્ જાણ અંશ છે તે સચેતન છે. તે સિવાયનું અંકુર સંધિને જોડનાર અંશ વિભૂતિવાન છે. માટે શોધક ભાઈઓ વિચારપૂર્વક નિજનો અનુભવ લક્ષ દ્વારા કરો ને તે પ્રાપ્ત થાય તો મહાન ગતિ ઊઘડે તેમ છે. ખૂબ વિચારવા જેવું છે. આ આરતવત પ્રહેવત (જિજ્ઞાસુ) જેને વૈરાગ રૂવે રૂવે ધીકતો હોય તેનું કામ છે. વાચાળ અને વૈતળ

(નબળા)નું કામ નથી.

(૨૩) અંદર લેવાતો શ્વાસ પૂરક કરવો તે જ આત્મા, તેની ઉપર હંગ રહેલું છે અને ઊલટ થઈ બહાર નીકળે તે શ્વાસ પરમાત્મા છે. તેથી પર કૈવલ સર્વજ્ઞ હંગ પુરુષ રહેલા છે, જેથી ઊલટીસૂલટી ક્રિયા થાય છે. આત્મા પરમાત્મા અહીં રહેતા સુધી ચારે શરીર ચિરંજીવ છે. સમગ્ર સૃષ્ટિનો ભાવ સુરતામાંથી નીકળી જાય તો જ શુદ્ધ સુરતાએ નિજ અનુભવ થાય તેમ છે, તે સિવાય નહીં.

(૨૪) અષ્ટ સિદ્ધિ, નવ નિધિ કે ચાર પ્રકારની મુક્તિઓ પ્રાપ્ત કરવાથી ગુરુપદે પહોંચાશે નહીં. નવ પ્રકારની ભક્તિથી પણ ગુરુગતિ પ્રાપ્ત થતી નથી ને બ્રહ્મપદનો અનુભવ થતો નથી. ચંદ્ર અને સૂર્યનું તેજ પ્રકાશ તે ગુરુપદને મેળવી શકે તેમ નથી. તે તો આદરથી અને અક્કલથી એટલે કે કળથી પ્રાપ્ત થાય તેવું ગુરુપદ છે. ગુરુપદ પ્રાપ્ત થાય તો તેની દૃષ્ટિ મહાન ગતિવાળી થાય છે. જેમ કે અરસ સાથે પરસ કરે તેવી, માટે નિજ અંકુરનો અનુભવ કરવા વૈરાગ ધારણ કરો તો કાર્ય થાય તેમ છે.

(૨૫) હું અંશ કર્તાનો છું. જ્ઞાન સ્વરૂપ જ છું, જેથી ઉપાસના નિજ પ્રતિબિંબની કરું છું. તે સિવાયના તત્ત્વોના ઘાટો બાદ કરું છું. વસ્તુ વિચારતાં હું કૈવલથી વિજાતિ નથી, સાક્ષી કૈવલ સ્વરૂપ જ છું. બિંબ પ્રતિબિંબ એક જ છે, એ પ્રતિબિંબ જે છે તેને મેળવવા, પ્રાપ્ત કરવા, ગુરુગમની જરૂર છે. તો જ ઉપર પ્રમાણે થઈ રહીશ, જેમ કે સ્થિર પદ પાવે તો પરમ પદ પાવે (એ સ્થિર પદ એટલે કૈવલ મુક્તિ).

(૨૬) તા ભેર (આત્મસ્વરૂપમાં) આદર કરી નિજ લક્ષે સાક્ષાત્કાર કરશો તો સારનો સાર શું તે સમજ આવશે. તત્ત્વનું સત્ત્વ શું છે, તે સમજાશે. નિજ પદ અનુભવે કૈવલ પદ અનુભવાશે. સન્મુખ સીડી સોહંગ તાર સ્વરૂપ સીડીએ ચઢી આપ અને બાપની એકતા થશે.

(૨૭) આ મત અરૂઢ હોઈ ના ડગે તેવો છે. વાણીથી કથી શકાય નહીં. સ્વાનુભવે સમજાય તેવો આ માર્ગ અગમ્ય છે. જે કોઈ જઈ શકતા

નથી. પગે ચાલ્યા સિવાય ત્યાં જ કાયમ છે, તે કોઈ તત્ત્વના આધાર સિવાયનો અધ્ધર દેશ છે. જો પુરણ ગુરુગમ ગતિનો અનુભવ કરાવે તેવા ગુરુ પ્રાપ્ત થાય અને શિષ્ય પણ પાત્ર હોય, વૈરાગવાન આરતવાન હોય, તેવા જ અંશોનું કામ થાય છે અને તે જ ટકી શકે.

છેવટ સમજ : તમારાથી એક ઘડી પણ ધ્યાન થતું નથી એટલે સુરતા અણી અગ્ર ઉપર ટકતી નથી. જેવી રીતે તોફાની ગાય હોય તેને લાકડાનો ડેરો બાંધવામાં આવે છે ત્યારે તે તોફાન કરતી એટલે નાચતી કૂદતી બંધ થાય છે, તેવી રીતે અણી અગ્ર ઉપર ધ્યાન રાખવાનું કહ્યું છે તે સુરતાને ડેરો બાંધશો તો જ સ્થિર થશે. ડેરો કેટલો ચાલે કે ગાય ચાલે તેટલું, માટે અણી અગ્રે ડેરો બાંધી આદર કરશો તો જરૂરથી આગળ વધી શકશો.

દરેક ભાઈઓ ધ્યાનમાં બેસે છે અને ધ્યાન ધરે છે પણ કેવું ધરે છે તે સમજવા દાખલો આપ્યો છે. એક ગામમાં ઘરડા ડોસાડોસી રહેતાં. તે કોઈ સિનેમા જોવા જતાં નહીં, પરંતુ ગામમાં સારા એવા પુરુષે આવી કહ્યું કે કાકા આ વખતે આપણા શહેરમાં સિનેમામાં સારું પિક્ચર આવ્યું છે અને જોવા જેવું છે. આથી કાકાકાકીનો વિચાર સિનેમા જોવાનો થયો. પછી કાકાએ બે ટિકિટ મંગાવી અને નિયત કરેલા સમયે બન્ને જણા ઘરેથી નીકળ્યાં. સિનેમાની અંદર બેઠાં. સમય થતાં લાઇટો બંધ થઈ અને ન્યૂઝ તથા જાહેરાતો ચાલુ થયાં. તે થોડું લાંબું ચાલ્યું, જેથી કાકાકાકી કંટાળીને બોલ્યા કે પેલા ભાઈએ કીધું તેવું તો છે જ નહિ, એટલે બન્નેએ સિનેમા છોડી ચાલવા માંડ્યું.

ભાવાર્થઃ જાહેરાતો થોડી લાંબી ચાલી અને પિક્ચર શરૂ થતાં વાર લાગી, તેથી કાકાકાકી ઊભાં થઈને ચાલવા માંડ્યાં. તેમની પિક્ચર જોવાની મઝા ગઈ. તે રીતે મનમાં ઊઠતા તર્કો અને વિચારો લાંબો સમય ચાલુ રહે, ધીમે ધીમે શમે અને પછી જ ધ્યાન ટકે. તેટલી ધીરજ હોવી જોઈએ. વિચારો શરૂ થાય અને શમે તે પહેલાં અમારું ધ્યાન ટકતું નથી, એમ કહી ધ્યાન છોડી ન દેવું જોઈએ.

# પત્ર સત્સંગ ૨

(૧) પણ નિજ અંશ વિશેષ સધરસે, તેહિ ન જાય ઠગાઈ.
પરમ પોકાર કરો જુગ જાહેર, અનભે ન્યાય લખાઈ.

સ્વ સ્વરૂપની પ્રાપ્તિ અર્થે, જ્ઞાનની ઇચ્છાવાળો, વિશેષ ગતિનો સધ્ધર એટલે મોક્ષની ભારે ઇચ્છામાં મજબૂત રહેનારો, કષ્ટ પડે પણ ડગે નહીં એવો નિશ્ચયાત્મક પુરુષ હોય તો પ્રપંચી ગુરુઓ (પછી તે કોઈ પણ પંથના હોય)ની જાળમાં ફસાઈ ન જાય, તે માટે નિર્ભય ન્યાયનો પરમ લક્ષ જણાવી જગજાહેર પોકાર કરજે, જેથી ઊંચી ગતિના જ પુરુષો, જીવો, તારા એટલે પરમ ગુરુના શરણમાં ધસી આવશે.

(૨) તેહી ન્યાય સુનતામે સમજ હી, વિશેષ અંશ વિવેકી,
ભવસાગરમે ખંડમહી તબ, બહોત ઘને હે એકી.

હે પરમ વિશેષ અંશ ! તારા જ્ઞાનવાન ન્યાયથી ભરેલા શબ્દોને વિશેષ ગતિના વિવેકીજનો તરત સમજી જશે. પણ મૂળ વસ્તુ જાણ્યા સિવાય વૈરાગી, ત્યાગી, વેશધારી, નેમી તથા ગુલાબી કે ભગવાં કપડાં પહેરનારા અને સત્ કૈવલના બહાનાં આધારે જગતમાં ભ્રમણ કરી રહ્યા છે તેમની ગતિ પહોંચે તેમ નથી. નિજ પદના વિવેકી લાખો કરોડોમાં કોઈ એક જ નીકળશે. તેથી ઠગાઈ ન જાય તે માટે કાળજી રાખજે.

(૩) સુર સિધ જ્યાં રણ એકલમલ, જીનત્યે સકલ ડરાઈ,
ત્યાં કોઈ અંશ વિશેષ જગે તો, એક અનેક જગાઈ.

જગતભરમાં પરમ પદની ઇચ્છાવાળા અંશ કોઈ એક જ નીકળી આવશે. (તેવા અંશો ઘરે ઘરે કે ગામોગામ કે મંદિરોના ગાદીપતિઓમાં પણ

દરેક ઠેકાણે મળશે નહીં.) માટે જે ભાવિક જાગ્રત અને જિજ્ઞાસુ અંશ હોય તેને શુદ્ધ પદે પહોંચવા સંપૂર્ણ સમજાવજે. જો કોઈ એક સામાન્ય અંશ વિશેષ જ્ઞાનથી જાગ્રત થાય તો અનેક જીવોને જાગ્રત કરી શકે.

(૪) ત્યાં આ ભવમે ભરમ પક્ષકે, દેશ નગર ઘર ઘર હી,
નિજ કર્તા કે ન્યાય વિના મગ, કુલ મુખીયા સરભર હી.

પટેલો (મુખીઓ) રાજ્યસત્તાના તાબામાં રહી પોતાના સ્વાર્થ પક્ષને ખેંચે છે. તે પટેલો પોતાની ખટપટ રાજા સુધી ન જવા દેતાં બારોબાર સમાધાન કરી પોતાની વાસનાઓ તૃપ્ત કરે છે. તેવી જ રીતે સંસારભરમાં ગામેગામ, દેશેદેશ, શહેરેશહેર અને શેરીએશેરીએ સર્વ સ્થળે મંદિરો બાંધી ગાદીપતિઓ દ્વારા સર્વે સ્થળે અજ્ઞાનથી ભરેલા ધર્મપંથોનો જમાવ થઈ ગયેલો છે. તેમાં નિજ કર્તાનો ન્યાયનો માર્ગ લેશ માત્ર નથી તેમ જ કહેવાતા ધર્મગુરુઓમાં જરા પણ ફેર દેખાતો નથી.

(૫) એ પંથ ફસે જેહી જીવન, ગનતી નહીં તેહુનકી.
તોલ મહી પાસાંગ બરાબર, હુરમત જાન જેહુનકી.

એવા કહેવાતા પંથોમાં અગર પંથોના વાડામાં ફસાયેલા જીવોની જરાય ગણતરી કરીશ નહીં. જેમ ઘી તોળવામાં વાસણ સાથે પથ્થરનો ઘડો કરવામાં આવે છે. પણ ઘી તોલી લઈ તે ઘડો ફેંકી દેવામાં આવે છે. તે ઘડાની કોઈ વિશેષ કિંમત નથી. તેવી જ રીતે પંથના વાડામાં ફસાયેલા જીવોને ધર્મગુરુઓ પોતાનો હેતુ સાધી ઘડાની માફક ફેંકી દે છે. માટે તેઓને શુદ્ધ મતિ વગરના અને ઘડા જેવા જાણજે.

(૬) તબતે હોઉ સકલ જન સન્મુખ, આરંત વંત સ્નેહી,
નાહી જરૂર સુનેકી તીનકુ, જેહી કરતાર અનેહી.

કણ રૂપ વિશેષ અંશો નિજ કૈવલ કર્તાની સન્મુખ થવા આરતવાન થઈને રહેશે તે જ નિજ પદ ઓળખશે. જે મારા પદને ધ્યાનપૂર્વક સાંભળતો

નથી, તે જીવની કર્તા પાસે જરૂર પણ નથી.

(૭) સત્યુગમાં સત્ય હતું, ત્રેતામાં તપ હતું, દ્વાપરમાં ધ્યાન અને માનસિક પૂજા હતાં અને કલિયુગમાં માત્ર કીર્તન-ભજન અને કર્મકાંડ રહ્યું છે. માટે તેઓ સાચી વસ્તુની સમજ વગર ખાલી છે. જેથી ધર્મગુરુઓ, સાધુઓ અને પંથીઓ પરમ વિશેષના જ્ઞાનને સમજવા અસર્મથ હોઈ કેવલ ઉપર પ્રમાણે જ વર્તે છે અને દરેક તેવું જ કરાવડાવે છે. માટે ખુદ કર્તાની ગતિની જાણ તમામ વહેવારથી અલગ રહેલી છે.

(૮) પણ આ તો નિજ લક્ષ લહે બિન, બોધ કપટ ત્યાગનકે,
મતલબ એક ગુપ્ત ઉર અંતર, મીલ હરનકુ ધનકે.

નિજ લક્ષની ગતિને નહિ જાણવાથી કપટપૂર્વક વૈરાગ્ય અને ત્યાગનો ઉપદેશ આપે છે. પણ તેના અંતરમાં ગુપ્ત મતલબ તો માત્ર અન્યના ધનનું જ હરણ કરવાનો છે અને તે ખોટ પૂરી પાડવા પૂરતો જ ભક્તિ-વૈરાગનો ઉપલક ડોળ રાખે છે.

(૯) ઈશ્વરતા અનુભવ ન મહાનપદ વરધવેત અભિમાની,
ભૂચરકી ગત પચીત પદારથ, કરત વાત અસમાની.

મહાપદ પ્રાપ્ત કર્યા સિવાય જ ઐશ્વર્યતા અનુભવવા તેના વેત્તાપણાનું વ્યર્થ અભિમાન જણાવે છે. જાતે ભૂચર ગતિના હોઈ અને તેમાં જ રચ્યાપચ્યા ધર્મગુરુઓ, સાધુઓ, ભેખધારીઓ વાતો આસમાનની કરે છે.

(૧૦) ત્યાગ દેખાવન પણ તસકર સમ, ધ્યાન બલાઈ બગકે,
દુની ઠગન કે દામ હરનકું, પરપંચી રગ રગકે.

ઉપર વર્ણવેલા સંત, સાધુ, આચાર્યો તેમ જ ગુરુજનો ત્યાગ દેખાડે તો છે પણ માત્ર ચોરના જેવો જ અને તેમનું ધ્યાન પણ નદી કિનારાના બગલા સમાન છે. સઘળું દુનિયાને ઠગવા અને ધનનું હરણ કરી માલેતુજાર થવા પોતાની રગેરગમાં પ્રપંચ ભરે છે. ધર્મગુરુઓ પોતાની પ્રતિષ્ઠા વધારવા

ખાતર ધનવાનોને દંભ બતાવી, તેમની પાસેથી નાણું કઢાવી, ઉપર બતાવ્યા મુજબ ઊલટી રીતે વ્યય કરે છે. જેથી કરી ધન લેનારા ધર્મગુરુઓ કોઈનું કલ્યાણ કરી શકતા નથી અને આશાઓ કલ્યાણકારી બતાવી હોય તો વ્યર્થ અને પોલમ્પોલ છે એમ જાણવું.

(૧૧) પણ પંથે પંથ મોક્ષ કે દાતા, જ્ઞાતા થઈ ગુરુ મનવે,
પરમ અરથકી પીછન જીનકું, મુગત જગતકી જનવે.

મોક્ષ માર્ગ દર્શાવવા વિષે પોલમ્પોલ હોય છે છતાં પોતે જ્ઞાનના અધિષ્ઠાતા થઈ તેઓ ગુરુપણાનો દાવો રાખે છે, તથાપિ જેણે પરમ અર્થ કહેવામાં આવે છે, તેની તેમને લેશ માત્ર ઓળખ હોતી નથી, તોપણ યુક્તિપૂર્વક પ્રપંચ કરી જણાવે છે. માટે નિજભાનુ એવું જે આત્મસ્વરૂપ તે ભૂલી જશો નહીં. નિજભાનુ એટલે પોતાનું સ્વરૂપ ન્યાયથી અનુભવી શકાય છે અને તે આપનપુના અનુભવ ન્યાયથી સકર્તા સત્ કૈવલનો નિર્ણય કરવામાં આવે તો જ અંશનું સ્વજાતિ રૂપ અંશીમાં મળે છે.

(૧૨) પણ જીનું ગતિ પરમ ઉત્કૃષ્ટી, ઉરધ અરસકી અલીયાં,
સાર અસાર નવેર કરનકી, જો હોય જ્ઞાન અમલીયાં.

જે અંશની ગતિ પરમ ઉત્કૃષ્ટ છે તે ભ્રમર કમળના ન્યાયે ઊર્ધ્વ અસર અને અંતરીક્ષ રહેલો છે તે જ્ઞાનનો અમલ જેનામાં હશે તે જ સારાસારનો નિર્ણય કરી શકશે. વળી નિજ પદની ખોજ અતિ વિરહાતુર થઈને કરે તેને જ નિજ પદની ખબર પડે, અચેત જડ જીવો જાણી શકશે નહીં. જાણકાર સંતજનો એટલે સત્ વસ્તુને જાણનાર સંત હોય તેઓની સાથે સત્સંગ કરે તો નેતિ પુકારેલી પરનેતિ પદ પ્રાપ્ત થાય.

(૧૩) જ્ઞાનીકી ગત આપને આપ લ્યો નિજ આતમકે દર્શી,
પણ લહે ન કરતાર પરમકું, ત્યાં ક્યોં કરી ઉધરસી.

જ્ઞાનીજનોની ગતિ આત્મદર્શી હોઈ પોતે પોતાને ઓળખે છે. પણ

કર્તા પદને ઓળખી શકતા નથી. તો પછી ઉદ્ધાર શી રીતે થઈ શકશે ?

(૧૪) તેહી સંત જેહી સત્‌ગુરુ, અતિ જાગ્રત ક્રતતીત,
નામ રૂપ ગુણ રહીતમ, જીનું લક્ષ અકથ કથીત.

જે અતિ જાગ્રત અને કૃતથી તીત એટલે નામ રૂપ અને ગુણથી રહિત હોઈ, જેનો લક્ષ અકથ્ય એટલે કહી શકાય નહીં તે દશાના પુરુષને સંત અને સદ્‌ગુરુની ઉપમા ઘટી શકે છે.

(૧૫) જાગૃત ભયે સો જાનીયે, જુગ જાહેર જેહી જંત.
નિજ કરતા ઓર આપનપુ, દરસે એક સંતત.

જગતભરમાં જાગેલો પુરુષ એ ગણાય કે જેની નિજપતિ સાથે એકતા થયેલી છે. એકતા થાય એટલે નિજપતિ અને આપનપુ દરશે એટલે જાણે.

(૧૬) તહી અવલોકીત ભક્તિ, ન્યાર ગત ચતુર ખટ ઉપરાઈ,
એક નિરંતર કૃતાકાર, ચિત્ત ઓર ન ક્રિયા સહાઈ.

અવલોકનપૂર્વક ધારણ કરેલી ભક્તિની ગતિ ન્યારી હોઈ તે દશ પ્રકારની ભક્તિથી પર આવેલી છે. તે ભક્તિ વડે ચિત્તને હંમેશાં એક કૃતાકાર એટલે કર્તાની સાથે એકાકાર કરવાથી બીજી કોઈ પણ ક્રિયા રહી શકતી નથી.

(૧૭) તેહી તો તેજ અખંડ રહનકે, આ તો અલ્પજ્ઞેહી.
પંચતત્ત્વ કે હવિત નાશ મહીં, અલ્પજ્ઞ તે જ તબેહી.

જે કૈવલ કર્તાના ધામનો પરમ પ્રકાશ છે તે અખંડ રહેવાવાળો છે અને મહદ્ અગ્નિ આદિ સૂર્યનો પ્રકાશ અલ્પજ્ઞ હોઈ પંચતત્ત્વયુક્ત હોવાથી નાશ પામવાવાળો છે. માટે ભક્ત વસ્તુ તત્ત્વાતીત છે.

(૧૮) ઉગ્ર તેજ ભયે ધામ પતિનકે, જલાલંબ જલકેતી,
પરમ પુનિત તેહી અંશ વિલોકીત, ઓર જીવનકી નેતી.

અતિ ઉગ્ર તેજવાળું સકર્તા પતિનું ધામ ઝલાલંબ એટલે તેજની પુષ્કળ જ્વાળાઓથી ઝળકી રહેલું છે. જે પરમ પુણ્યવાન અંશ હશે, તે જ તે ધામનું વિલોકન કરી શકશે. તે સિવાયના બીજા જીવ ગતિના અંશોને માટે નેતિ સમજવી.

(૧૯) યા વિધિ અલગ રહીત વિકલપસે, સુરત નુરત અનુરગહી.
રાખી રહત જતમત જુગતનસે, ધરીત ધ્યાન તબ લગહી.

આ પ્રમાણે તર્કવિતર્કવાળા વિકલ્પથી અલગ રહીને, સ્વરૂપાકારની નિજ સુરતામાં નિરત થઈ એટલે નિમગ્ન વા તલ્લીન થઈ, અનુરાગ સહિત યુક્તિપૂર્વક જતમત રહીને, નિજ લક્ષનું ધ્યાન ધરે તો જ પરમ પતિને ત્યાં પહોંચી શકે છે અને હું પોતે પણ એ જ સ્થિતિમાં રહું છું.

(૨૦) સાત ભુમિકા : (૧) શુભ ઇચ્છા (૨) સુવિચારણા (૩) તનુ માષા (૪) સત્ત્વાપતિ (૫) અસમ શક્તિ (૬) પદાર્થ ભાવના (૭) તટસ્થ તુર્યા બ્રહ્મ સંગી

(૨૧) પાંચ વાયુ : નાગ, કુર્મ, કરકલ, દેવદત, ધનંજય.

મૂળ પ્રકૃતિ : ત્રિગુણાત્મક જાણવી. તેના ગુણ રાજસ્, તામસ્ અને સત્ત્વ થયાં.

(૨૨) પાંચ તત્ત્વ. તેના દરેકના પાંચ ગુણ. તે થકી થયાં પચીસ (૫ × ૫ = ૨૫). પચીસ પ્રકૃતિ વશ આત્મા અજાણ થયો તેણે જાણ થાય તો જ જીવનો શિવ થાય (પ્રકૃતિ એટલે માયા).

(૨૩) નિજ લક્ષમાં અવરોધ કરતી તમામ વસ્તુ ઉપર અભાવ કરવો એનું નામ જ વૈરાગ. બીજો વૈરાગ થોડો ટાઈમ રહી છૂટી જાય છે. ઘર છોડવાનું નથી, સંસાર છોડવાનો નથી, બાવા થવાનું નથી, ત્યાગી થવાનું નથી, જગતમાં જે જે નાશવંત વસ્તુ છે અને કોટિ ઉપાયે રહેવાની નથી એ દરેકની ઉપર શુદ્ધ અભાવ કરવો એ જ વૈરાગ. જગતમાં બીજા બધા બાવા,

ફકીર, સાધુ, સંત, સ્વામીઓ, ગાદીપતિઓનો તમામ ઠાઠવાળો વૈરાગ ઉપર ઉપરનો છે. જ્યાં સુધી વસ્તુઓ ઉપર અભાવ ન થાય અને મન રંગાય નહીં, ત્યાં સુધી ઉપર ઉપરનો ઠાઠ બનાવી જગતમાં જ ઘૂમે છે, સંસારમાં જ રહે છે અને જગતમાં ઘૂમીને દરેક જાતની ઇચ્છાઓ પૂર્ણ કરવા માટે જ તેમનો વૈરાગ છે. એમાં કોઈ સંદેહ નથી.

(૨૪) ઇચ્છા રૂપ પ્રકૃતિ એટલે અમારા જેવો કોઈ નથી એ અહંકાર થવો. એવી અંહકારી પ્રકૃતિ ઉદ્‌ભવે નહિ તો જ લક્ષ થાય.

(૨૫) સૃષ્ટિ રચવાની ઇચ્છા, જેહ કરી પ્રથમ પ્રભુએ તેહ,
જડચેતન ઇચ્છા મહીં, મળી નિશ્ચયે રહેલાં ત્યાંય
જડભાગ પ્રકૃતિ સદાય, તેમાં પુરુષથી ચેતન થાય,
છે મૂળ પ્રકૃતિ જેહ, ત્રિગુણાત્મક જાણવી તેહ.

ગુણ રાજસ્, તામસ્ સત્ત્વ થયાં. તે થકી ચોવીસ તત્ત્વ પંચવીસમો પુરુષ રહ્યો. બહુ જીવ રૂપે તે થયો, પરિણામ પ્રકૃતિ તણો વિકૃત વિસ્તાર ઘણો.

(૨૬) શરીરનો કઠણ ભાગ એ જ નવ ખંડ. વિશ્વમાં ધરતી ઉપર સાત સમુદ્ર ખારા અને નવ ખંડ ધરતી એની ઉપર આખું જગત ઊભું છે. શરીરનો મુખ્ય ભાગ પૃથ્વી એટલે નાભિ અને બીજા બધા કઠણ ભાગ ખંડ તેમ જ પોલાણ ભાગ સાત સમુદ્ર છે. જેમ સપ્ત દ્વીપ અને નવ ખંડમાં જ્ઞાન પસારો કર્યો તેમ શરીરમાં સાત દ્વીપ અને નવ ખંડમાં એટલે રોમેરોમ કૈવલ જાપ થાય એ જ સાત દ્વીપ અને નવ ખંડમાં જ્ઞાન થયું કહેવાય.

(૨૭) ઉપર પ્રમાણેની તમામ વિગતો અંતે નાશવંત હોઈ તેની પાછળ પડવાથી કોઈ ફાયદો નથી, માટે અવિનાશી સોહંગ બ્રહ્મને જાણી, લક્ષ દ્વારા કૈવલની એકતા કરવી તે જ શુભ છે. ઉપર પ્રમાણેની તમામ સાજ અને તમો પોતે પણ રહેવાના નથી. માટે શરીર જ્યાં સુધી હયાત છે, ત્યાં સુધી એકતા કરવી એ જ મુક્તિ, મુવા પછી મુક્તિ હોતી નથી અને તમામ જાણ સાથે જ જાય છે. માટે તમામ જડ પૂજા ભાગ છોડી, ચૈતન્ય ઓળખીને લક્ષ કરવો, જે અવિનાશી છે.

છતાં જાણ માટે 'પંચમ સૂક્ષ્મ વેદ' હોય તો બારીકાઈથી એક વખત પૂરેપૂરો વાંચવાથી જાણ થશે. પછી કરવાનું તે જ કરવાનું છે. કરશો તો જ પામશો. બાવા, સંત, સાધુ કોઈ કામ આવવાના નથી.

(૨૮) જ્યાં સુધી મન વૈરાગી થઈ રંગાય નહીં, ત્યાં સુધી લક્ષ લાગે નહીં. મન જો બહુ ઉત્પાત કરતું હોય તો ગુરુ સ્વરૂપમાં વારંવાર જોડવાનો અભ્યાસ રાખશો, તો ઊંચું નીચું બહુ થાય નહીં અને નિજ લક્ષમાં આનંદ આવશે.

પરમ ગુરુ કહી ગયા છે કે જગત ઉપરની તમામ રચનાને છોડી, જેમાંથી સર્વે થયું છે તેણે જાણી લક્ષ કરો. પરમ ગુરુ પોતે પણ એ જ કરે છે. (નિજ લક્ષ મતે નિસદિન રહી કુવેર કરત અવિલાન). દાન આપેથી કે અખૂટ પૈસો ખર્ચ કરવાથી આ પદ મળે નહીં. જો કોઈ જાણવાળો પુરુષ હોય તેનો સંગ કરો તો જ મળશે છતાં તમારું કાર્ય તમારે જ કરવાનું છે. બીજાના કરવાથી કંઈ થાય નહીં. બીજાના ખાવાથી તમારી ભૂખ ભાગતી હોય તો વિચાર કરી જોશો.

(૨૯) સંત એટલે સત્ વસ્તુનો જાણકાર, બાકી કોઈ સંત નહીં. બાકી બીજા લેબલવાલા હોય છે. સંત, જ્ઞાની, ભોમિયો પ્રગટ એક જ વ્યાખ્યા છે. સંતનું કામ ભક્તના શરીરમાંથી કુમતિ રૂપ કચરો સાફ કરી બીજનું વાવેતર કરવું એ છે. બાકી બધું તમારે કરવાનું છે. શરીર રૂપી ખેતર સાફ કરીને જ બીજ વાવેલું હોય તો જ પરિપૂર્ણ પાક થાય છે અને કચરામાં બીજ વવાય તો તેનું પરિણામ સારું આવતું નથી. એટલે સારું પાકતું નથી.

(૩૦) પરમ ગુરુ કહે છે : (૧) તમામ શરીરોની ચર્મગતિ જોવાની છોડી તમે મને નિજ ચૈતન્ય સ્વરૂપે નિહાળો. (૨) ચર્મચક્ષુ દ્વારા મને જોનારા જીવો, મારા અરૂઢ કૈવલ જ્ઞાનની સમજ પ્રાપ્ત નહીં કરવાથી ઊલટા દુઃખી થયા છે, કારણ કે તેવા જીવો કર્મકાંડમાં વળગી રહ્યા છે. તેવા અભાગી જીવો મારા શ્રેષ્ઠ આધ્યાત્મિક જ્ઞાનને સમજી શકયા નથી. તેઓ બાવા થઈ, સાધુ થઈ, મંદિર બાંધી, પૂજા કરવી, મૂર્તિપૂજા, અનેક વિધ કર્મકાંડ રૂપી પૂજન કરીને જ ભમે છે. (૩) જે મારું સ્વરૂપ ચૈતન્ય પ્રકાશ રૂપ છે, તે વિષેનો અનુપમ લક્ષ મેં તમોને

બતાવ્યો. તે ચૈતન્ય લક્ષને તમારા ચિત્તમાં પરોવીને મારા અક્ષરદેહનો મોહ સ્નેહ છોડી, કરવાનું તે કરો. (૪) જેની કોઈ કાળે ઉત્પત્તિ નાશ નથી, તેવા નિજ પરમપદમાં હું હંમેશાં રહું છું. ચૌદ લોકની આદ્ય લઈ પિંડ, બ્રહ્માંડ, સાત દ્વીપ, નવ ખંડ વગેરેનાં સ્વરૂપ પંચતત્ત્વનાં જ બનેલાં છે માટે તેનો મોહ છોડો.

(૩૧) મૂળ ઉત્પત્તિ પ્રકૃતિ પુરુષથી થયેલી છે. કૈવલ કર્તાની અંતરવૃત્તિનો પ્રકાશ શક્તિ રૂપે હોઈ તેમનો નિવાસ બ્રહ્મરંધ્રમાં રહેલો છે. ભૃકુટીથી બ્રહ્મરંધ્ર સુધી ગમન કરતી સુષુમ્ણા નામની નાડી છે. ત્યાં પ્રકૃતિ મહામાયાનો નિવાસ છે. અરીસામાં જોનારનું મુખ અરીસામાં દેખાય, પરંતુ વસ્તુતાએ જોનારો બહાર છે. તેવી જ રીતે કર્તાનો અંશ અરીસાના પ્રતિબિંબ સમાન અંદર છતાં બહાર છે.

(૩૨) તન તેમ જ મનમાં એવો પ્રેમ ઉમંગ ધરો કે રોમેરોમ અને રગેરગમાં તે પ્રસરી જાય તથા અખંડ વૃત્તિથી અહોરાત્રી કૈવલ ધણીનું ધ્યાન ધરો, જેથી તમારી સુરતા નુરતા જરા પણ ડગે નહીં.

(૩૩) મનુષ્યપણાનો ગુણ નખશિખ સુધી લેશ માત્ર રહે નહીં, એ રીતે શરીરને અભ્યાસથી કસોટી આપવી. સુરતા નુરતા તથા ચિત્તવૃત્તિને એકમેક કરી સર્જનહારના શરણમાં રહી ભજન કરવું.

(૩૪) કર્તાના શરણમાં તમામ તત્ત્વોની ક્રિયા સમાવતાં આપપણાનું અભિમાન રહેશે નહીં. માત્ર અંતરની ધગશ એટલે આરત જ્યારે ધણીને મળવાની જ રહે, ત્યારે જ આ શરીર પ્રભુપણાના માર્ગ તરફ જવાને સચેતન થયું છે એમ જાણો.

કાયમ કરવાનું : આતમ પરમ પ્રેમ સ્વરૂપ છે, તેથી જ પરમ આનંદ સ્વરૂપમાં મન ડૂબી જતાં તદ્દરૂપ બને છે અને ભટકણ શમી જાય છે. વિકાર માત્ર એ પ્રેમ સ્વરૂપ પરમાત્માને સમર્પિત કરતાં મન મન રહેતું નથી, તો પછી માયા રહે જ ક્યાંથી ? આ પ્રમાણે અભ્યાસ થાય તો પૂર્ણતા આવે છે. *

* તા. ૨૫-૫-૧૯૮૩ના પત્રમાંથી.

# પત્ર સત્સંગ 3

(૧) કુવેર ધારા અગમ કી, સદ્ગુરુ દીયો બતાય,
ઉલટ તાહી સુમરન કરે, સ્વામી સંગ મિલાય.

(૨) બુડતાં કોન બચાવે ગુરુજી બિન બુડતાં કોન બચાવે
ભવસાગર તો મહાજળ ભરીયો તાકો થાહ ન પાવે
વિવિધ ભાતકી લહર ઉઠત હે બહુ નર ગોથાં ખાવે. ગુરુજી.....
પુરણ પુણ્ય જો હોય પાછલાં સદ્ગુરુ સંગત પાવે
તાકો કર ગ્રહી લે ગુરુદેવા ભવજલ ભરમ મિટાવે. ગુરુજી.....
જાકુ સદ્ગુરુ પુરા મિલીયા સંશય જાળ જલાવે
ભિન્ન ભિન્ન કર ભેદ સુનાવે અગમ દેશ લે જાવે. ગુરુજી.....
ક્ષર અક્ષર કી ખોજ કરે તો આનંદ ઘન મિલ જાવે
મોહન કહે સત્ કા સંગી સત સમરથકું પાવે. ગુરુજી.....

(૩) સુમરન વસ્તુ સાચી, બાકી બધું બકવાનું,
અખંડ ઘર છે ન્યારું, જાણે તેને રહેવાનું.

(૪) પરમ તત્ત્વને જ્ઞાનચર્ચાથી કે ગ્રંથોની ગરબડથી પામી શકાય તેવું નથી. પરંતુ એકાગ્રતાથી અને પ્રેમભાવથી પોતાને સૂઝે એવા સ્વરૂપે પરમ તત્ત્વની આરાધના કરવાથી એ પ્રત્યક્ષ થાય છે.

(૫) જ્ઞાનીઓ ઈન્દ્રિયોને વિષયમાં જતી વાળે છે, જ્યારે સંતો એ જ ઈન્દ્રિયોને પ્રભુના પંથે વાળે છે.

(૬) લોકો દેહની મીમાંસા તો પેટ ભરીને કરે છે, પરંતુ દેહી (આત્મા)ની આલોચના ભાગ્યશાળી જનો જ કરે છે.

(૭) જે કાર્યથી પ્રભુ પ્રસન્ન થાય એ સત્ કર્મ.
સ્વાર્થની હદથી સદંતર દૂર રહેતું સત્ કર્મ એ શ્રેષ્ઠ જ્ઞાન.

(૮) લક્ષ્યને લક્ષમાં રાખશો તો જ જીવન સાર્થક થશે. ધ્યેય વિનાનું જીવન એટલે શઢ વિહોણું નોંધારું વહાણ.

(૯) પાપનો પંથ તજીને મનની સફાઈ કરશો તો જ ઇન્દ્રિયોની શુદ્ધિ થશે, ને જ્ઞાનનો દિવ્ય પ્રકાશ પથરાશે.

(૧૦) આજે જ્ઞાન પુસ્તકોમાં ભર્યું છે પણ મસ્તકમાં નથી, પુસ્તકોની પાછળ પડે એ પંડિત, પ્રભુની પાછળ દોડે એ સંત.

(૧૧) જ્ઞાન થવું એ અઘરું નથી. જ્ઞાન તો ક્યારેક ક્યારેક થાય છે જ, પરંતુ તકલીફ એ છે કે, એ જ્ઞાન ટકતું નથી.

(૧૨) જીવે તો એવું જીવ કે જગતમાં બધું મારું છે, મરે તો એવું મર કે જગતમાં મારું કાંઈ નથી.

(૧૩) મુખે સુમરન જગતકા, રૂદયે સુમરન સાધ,
સુરતાએ સમરણ જે કરે, તાકા મતા અગાધ.

(૧૪) ચાલ્યા વિના માર્ગ કપાય નહિ અને પોષણ પામ્યા વિના જીવાય નહિ તેમ પ્રવૃત્તિ વિના વિકાસ થાય નહિ.

(૧૫) દૃષ્ટા, દૃષ્ટિ ને દર્શન ત્રણેય એક છે, એ બધાનું એકત્રિત પરિશીલન એટલે અધ્યાત્મની આરાધના.

(૧૬) જે હૈયે વસે છે તે દૂર હોવા છતાંય નજીક છે. જે હૈયે વસતો નથી તે સમીપ હોવા છતાં દૂર છે.

(૧૭) ઊંચી ભૂમિકામાં પહોંચવું હોય તો અંતરની અદાલતમાં અંતરાત્માને ન્યાયાસને બેસાડ્યા વિના છૂટકો નથી.

(૧૮) મોહન આ સંસારમાં ગાડરિયો પ્રવાહ, જોઈ કે જાણ્યા વિના ઝાલે

એક જ રાહ.

(૧૯) મારું મારું સૌ કહે, મારું કરે ન કોઈ,
મોહન મારું જે કરે, મહાપદ પામે સોઈ.

(૨૦) તીરથ બધાં છે તન મહીં, તન માંહી ચારે ધામ,
મોહન મન સાફ તો, ભટક્યાનું શું કામ ?

(૨૧) જેમ પારસના સંગથી, લોઢું કંચન થાય,
મોહન તેમ સત્સંગથી, જીવનું જીવપણું જાય.

(૨૨) હરિ ગુરુ સંતને સેવતાં, મનવાંછીત ફળ થાય,
મોહન કોટિ જન્મનાં, પાપકર્મ બળી જાય.

(૨૩) ગુરુ કર્યા પણ ગરજ નહીં, હૈયું રહ્યું કઠોર,
મોહન ક્યાંથી સુધરે ધણી વિનાનું ઢોર ?

(૨૪) અંતરમુખ સુરતા થતાં, ઊઘડે દશમું દ્વાર,
મોહન જો હોય ગુરુ દયા તો જ થાશે દીદાર.

(૨૫) પૂર્વજન્મનાં પુણ્ય હોય તો, થાય ગુરુનો સંગ,
મોહન મન સાફ તો, ચઢે એમનો રંગ.

(૨૬) સંત શરણ સેવ્યા વિના, કૈવલ મુક્તિ નવ થાય,
ફેરા ફરવા ચોરાસીના, કદીએ ફારગત નવ થાય.
જોને વિચારી નિજ પ્રણવમાં, કરી જગત ઉપર અભાવ,
સોહંગમાં સુરતા જોડીને, નિજ સ્વરૂપ સો દાવ.
સહેજ શૂન્યમાં સોહંગ છે, રહે છે અખંડ સદાય,
ભાવ ભરીને ભેટવું, જો જો વૃત્તિ ના વિલમાય.
ગ્રંથ ભણીને ગરબડ કરી, વિધ વિધ સુનીને વાંણ્ય,
આપનું આપ અનુભવ્યા વિના, કૈવલ પદની ન જાંણ્ય.
મોહન ઓચરે આણી હ્રદયમાં વ્હાલ,

દઢતાથી ધીરજ રાખજો, કરવા નિજનો ખ્યાલ.

(૨૭) સુરતા વડે સુમરણ કરો, જ્યાં નહીં વાણી ઓ વીર,
કરણી તો ગારો કરે વિવિધ ધરવા શરીર.
વાણી ને પાણી સમાન છે, જડ બંનેને જાંણય,
મંત્રો સજીવન અંશથી જો વિચારીને વાંણય.
શબ્દની આદ્યે અક્ષર હુતે, અક્ષરની આદ્યે પ્રણવ,
પ્રણવની આદ્યે વૃત્તિ છે, એ છે અંશની સદૈવ.
અંશની આદ્ય અનુભવો, પતિ પરમ કૈવલ,
અનુભવે એમ દરસાય છે આદ્ય અંતે કૈવલ.
મોહન ઓચરે ઓળખજો નિજ આપ,
જન્મ-મરણ જેને નહીં, ટળે ભવોભવનાં પાપ.

(૨૮) સંગત કરો તો, છેલ્લા જન્મવાળાની.

(૨૯) જ્ઞાની ભયા જબ જાનીયે, સુરતા વિદેહી હોય,
પરમ તત્ત્વને ઓળખે રહે નિરંતર સોઈ.

(૩૦) આવનકી તો ખબર નહીં, જાવનકા નહીં ઠોર,
ગુરુ કર્યા હોય તો ગોતી લેજે, નહીં તો ગુરુ કરી લે.

(૩૧) ગુરુ લોભી, સેવક લાલચુ, દોનું ખેલે દાવ,
દોનું બુડે બાપડા, બેઠ પથ્થરકી નાવ.
અલેખ સંત સેવ્યા વિના, કાર્ય કદી નવ થાય,
સલેખ સંતને સેવતાં, જન્મારો વહી જાય.
અલેખ તો અવિગતમાં રહે, નિજ કર્તા શું સંકેત,
સલેખ તો કૃતમાં હણ્યા, નખસીખ ચોટી સમેત.
કર્મ જાળમાં કળી ગયા, ભવભર સંત સલેખ,
લખચોરાસી ઉભી કરે, તેમાં નહીં મીનમેખ.
પરમ ગુરુ પર શ્વાસ પર નિજપદ રહે લોલીન,

નહીં તો ભવ ભટકણ રહ્યું શરીર ઘરો હીંમત બીન.
દૃષ્ટિ સૃષ્ટિ છોડે નહીં, જે જે વસ્તુ જ્યાંય,
ભેખ લઈ ભટકી મુવા, અંતે ચોરાસીમાં મ્હાંય.
ભેટ લીધી બહુ ભાવથી, નિજ લક્ષ ન લાધે જેહ,
લખચોરાસી ફેરા ફરે, તેમાં જરા નહીં સંદેહ.

(૩૨) હવે તમે જલદી કરોને મારા ભાઈ, ઘડી એક લાખેણી વહી જાય,
ચંદ્ર સૂરજને અબ પલટાવો, તો સુખમણા શરૂ થઈ જાય.
આસન મારી નિજ સુરતાને ઠારી, સુખમણા શેરીએ ચઢી જાય,
અંશ અને સુરતા એકમેક થાતાં, નિજ આનંદ આનંદ વર્તાય.
અંશ અને સુરતા સોહંગ પર સાધી, અડોલ બ્રહ્મ પર જાય,
અડોલ બહ્મ તો કર્તાનો પ્રકાશ છે, જેથી અંશ અંશી એક થાય.
હવે કરવું રહ્યું નહિ કાંઈ, સદા કર્તા સન્મુખ દર્શાય,
આ અનુભવે અહર્નિશ રહેવું, આ જ કૈવલ મુક્તિ ગણાય.
નિજ અંશ કર્તાની સન્મુખ થાતાં, અનંત બ્રહ્માંડો લય થાય,
મોહન કહે અનુભવ થતાં, ભવ ભટકણ ટળી જાય.

(૩૩) હદ ચાલે તે માનવી, બેહદ ચાલે સો સાધ, અનહદ ચાલે તે સંત.

(૩૪) મુખસે ભજે સો માનવી, મનસે ભજે સો દેવ, સુરતાસે ભજે સો સંત.

(૩૫) હુંને શોધે હરિ મળે, મળે જગતનું મૂળ,
મોહન કહે શોધ્યા વિના સઘળાં કાર્યા ધૂળ.

(૩૬) જેમ બને તેમ હરિનાં ચરણ નજીક જવાય, તેવા ઉપાયો કરવા. કૈવલ પદ અપનાવ્યા છતાં હરિથી દૂર રહ્યા, જેથી જેમ બને તેમ નજીક જવાય તે માટે, વાંચી, મનન કરશો. ઉપર પ્રમાણે જે લખાણ છે તે સમર્થની દયા થકી, સદ્‌ગુરુજીની મહેરથી, જે કાંઈ આદેશ મળ્યો તેટલું જ લખ્યું છે. હું કાંઈ લખતો નથી, લખનાર અને

લખાવનાર કોઈ ઓર છે.

(૩૭) જ્ઞાની તણી નિશાની લાલી તપે લલાટે, અંતર નિર્‌અભિમાની વિહરે વિદેહી વાટે.

(૩૮) આનંદ તણી ખુમારી કાયમ રહે, દિમાગે રડતા નથી કદીયે કોઈકને કો માટે.

(૩૯) રાગાદિ ક્લેશ એને પીડા કરી શકે ના, વ્યાપે ના મોહમાયા રખડે નહીં હાટે હાટે.

(૪૦) કાયમ ઝરે છે અમૃત, જ્ઞાની તણા મુખે, નાચી ઊઠે હૈયું નહાતાં ત્રિવેણી ઘાટે.

(૪૧) પોતે પ્રભુ રૂપે થઈ સૌને જુએ પ્રભુમાં, નરદમ ઝરે છે નૂર, નિરમલ નયન વાટે.

(૪૨) હસતાં રહે સદાય ગ્લાનિ કદી નવ થાય, દેવાદિ દેવ એનાં ચરણોની ધૂળ ચાટે.

(૪૩) આતમા એક અવિનાશી , તું શાને દુખડાં ગાય ?
તું રાજાઓનો રાજા, ઘરઘર કાં ભટકાય ?

(૪૪) કદી ના જન્મે, કદી ના મરતો, કદી ન ધરતો કાય,
ઝીણી બુદ્ધિએ જુએ તો પામરતા દૂર થાય.

(૪૫) મહા અવિદ્યાને અંધારે મુરખ ગોથાં ખાય,
મોહ રૂપી દારૂ પીધેલાં પોતાને ભૂલી જાય.

(૪૬) પણ જો કોઈ પુણ્ય પ્રતાપે સદ્‌ગુરુ ભેટો થાય,
તો તે ઠેકાણે આવે જીવન સુધરી જાય.

(૪૭) દેહાદિના ભાવો છોડી દઈ ક્ષણમાંહી, તારા રૂપને તું ખોળી લે, ઝાલી ગુરુની બાંય.

(૪૮) આતમાનો આનંદ ગુમાવી, બીજે કયાં ભટકાય ?
અવળા મારગે જાતાં તું કેમ નહીં અચકાય ?

(૪૯) તારી છે આ લીલી વાડી, તારા વિના કરમાય,
મોહનનું કહેવું જો માને તો તું સુખીયો થાય.

(૫૦) જ્ઞાની અને અજ્ઞાનીઓ શરીર છોડે અહીં, પણ જ્ઞાની પાછા ના ફરે,
અજ્ઞાનીનો છૂટકો નાહીં.

(૫૧) કારણ ઉભયના લક્ષમાં, જુદી જુદી વરતી રહી,
જ્ઞાની ઠરે સ્વરૂપમાં, અજ્ઞાની માયામાંહી.

(૫૨) એથી જ્ઞાની લોકોનો ફરી જન્મ સંભવતો નહી,
અજ્ઞાનીઓ જન્મે મરે ન્યાય ઉઘાડો આંહી.

(૫૩) આ પ્રાણ શમતા તેજમાં અને તેજ પરમાત્મામાં મહીં, એથી જ્ઞાની
આત્મા પાછા આવે નહીં.

(૫૪) મોહવશ અજ્ઞાનીઓ, અજ્ઞાનને વળગ્યા રહી,
જન્મે, મરે ને ઝૂર્યા કરે હું પદ પૂછડું ગ્રહી.

(૫૫) જ્ઞાની અને અજ્ઞાનીમાં છે ફેર આ રીતે,
મોહન કહે સમજી સદા ચાલો દુનિયામાંહી.

(૫૬) આત્મ તત્ત્વ ચિન્યા વિના બીજું બધું ફોક,
એને જ પહેલાં ઓળખો, છૂટી જાય મોહ ને શોક.

(૫૭) કર્મ કરી કરીને મરો તોય મળે નહીં જ્ઞાન,
જ્ઞાન તો મળે સુવિચારથી, એમાં વહેમને નહીં સ્થાન.

(૫૮) શ્રવણ મનન નિદિધ્યાસને પડે અંતર પ્રકાશ,
ભાગે અજ્ઞાન પૂરી થાય સહુ આશ.

(૫૯) અંતર બહાર બધે એક છે એવું જ્યારે સમજાય, ત્યારે મરણની બીક

ના રહે. બીજા ક્લેશ દૂર થાય.

(૬૦) પોતે પોતાને જાણતાં થાય વૃત્તિ તદાકાર,
મોહન સ્વરૂપાનંદ પામતાં રહે નહીં આ સંસાર.

(૬૧) હદ બેહદ મૂકી જઈને વાસ કર્યો અનહદમાંહી, જેનું હૈયું નિર્દોષ બન્યું તે શોક કરે જ નહીં.

(૬૨) આત્માના રૂપને ઓળખી જો જાય પરલોક,
સાથે લઈ સત્ય કામના તેઓ પામે નહીં શોક.

(૬૩) ગાદી-તકીયો ના મળે ગાદલાં, મળે સૌથી ઊંચું સ્થાન,
ચમર ઢોળે દેવદેવીઓ, કરે ગંધર્વો ગાન.

(૬૪) જ્યાં જ્યાં તેઓ જાય છે ત્યાં પામે બહુ માન,
એ તો પ્રતાપ ગુરુદેવનો જેણે આપ્યું રૂડું જ્ઞાન.*

* તા. ૧૯-૫-૧૯૮૨ના પત્રમાંથી.

# પત્ર સત્સંગ - ૪

મહાન પરમ ગુરુ કરુણાસાગરે જ્ઞાન ગોદડીની રચના કરેલી છે, તે આપે તેમ જ બધાએ ઓઢવા જેવી છે. તેમ જ પોતાના નિજાનંદ સ્વરૂપમાં મસ્ત રહેવા વિષે અતિ ઉત્તમ ખુલાસો કરેલ છે, જે આચરણ કરવાથી કૈવલ પદ પ્રાપ્ત થાય છે. એ ખુલાસો નીચે પ્રમાણે છે :

જેમ તુલસીની માળાના મણકા દોરાથી પરોવી કબજે કર્યા તેમ મણકા રૂપી અતિ કોમળ મનને સ્થિર કરવા બાવન અક્ષર અને બાવન માત્રાથી તીત (બહાર) રહેલા શુદ્ધ અહંગ રૂપી દોરામાં સ્થિર કર્યું. નિજ ચૈતન્ય અંશની સજાણ જાણ વૃત્તિ રૂપી સવારી અહંગ પ્રણવ ઉપર પડવાથી સર્વે શરીરના સાજો ગતિવાળા થયા, પરંતુ આ નિજ સજાણ જાણને સદ્‌ગુરુના પરમ પવિત્ર પ્રતાપ વડે પોતાના ઘરમાં સ્થિર થઈ પ્રણવને નિહંગ (સ્થિર) કરવામાં આવે તો મન કોઈ પણ જાતનું આલોચના કરવા રોકાતું નથી અને સ્થિર થઈ જાય છે.

ઉપર પ્રમાણે શુદ્ધ અહંગ પ્રણવ રૂપી માળા બતાવી છે તે જ માળાને ધારણ કરવી જોઈએ. અહંગ પ્રણવમાં રસબસ નિહંગ સ્વરૂપે થઈને રહેવું, જે હરદમ શ્વાસોશ્વાસની ક્રિયા ચાલુ છે તેને અજપો કહેવામાં આવે છે. જે જપ્યા વિના પોતાની મેળે જ ચાલુ રહે છે, તે અજપા જાપને વિકારી તત્ત્વોથી જુદો કરી પોતાના ઘરમાં એટલે ભૃકુટિમાં (બે આંખની વચ્ચેનો ભાગ) ઉપર થાય ત્યારે શુદ્ધ તુર્યા અવસ્થા થાય છે, જેથી તુર્યાતીત મનાય છે. તેથી ઉપર ઉન્મુનિ અવસ્થા આવે તે ઉપર બ્રહ્મરંધ્ર (દસમું દ્વાર) એટલે સહસ્રદલ કમલ આવેલું છે. ત્યાં પ્રણવ સ્થિર થાય તે જ અહંગથી નિહંગ કરેલા પ્રણવને રહેવાનું પોતાનું ઘર. જેમ કે વિશ્વ એ મોટું બ્રહ્માંડ અને આપણે

માથે તાળુની જગ્યાએ નાનું બ્રહ્માંડ આવેલું છે. આદ્ય, અંત અને મધ્ય એમ ત્રણેય કાળમાં સદાને માટે સત્ય સ્વરૂપે કર્તા કૈવલ રહેલા છે. તેમના સંબંધી પરમ અમર લક્ષ રૂપી મુદ્દો ઉપર બતાવેલા જાપમાં આપેલો છે. તે પ્રમાણે પરમ શ્રેષ્ઠ મુદ્દાને પ્રાપ્ત કરવાથી કૈવલ ધામનું અપાર સુખ પ્રાપ્ત થાય છે. માટે અજપા જાપને વિકારી તત્ત્વોથી જુદો કરી પોતાના ઘરમાં લઈ જઈ નિહંગ કરવો. નિહંગ થયેલો પ્રણવ બ્રહ્મની એકતાવાળો થાય છે. ત્યારે નિજ સજાણ જાણ અંશની વૃત્તિ પોતાના અસલ સ્વરૂપે થાય છે. આ રીતે નિજ સ્વરૂપને ચીનવું એટલે જાણવું.

આ કામ અભ્યાસીનું છે, માટે ઉપર બતાવ્યા પ્રમાણે તમો અભ્યાસ કરશો. છેવટે તમામ અવસ્થાઓનું કામ નરમ પડશે, એટલે પ્રાણમાં સ્વયમ્ ધીમે ધીમે સ્થિરતા આવી જશે. અવસ્થાઓ, અંતઃકરણ એકમુખી ક્રિયાવાળા થાય, ત્યારે શબ્દ આદિ ધ્વનિ ઊઠતો નથી. આ પ્રકારે ચિત્ત નિવૃત્ત પામ્યું છે એમ માનવું. ચિત્ત નિવૃત્ત થાય ત્યારે પ્રણવ નિઃસંગી થાય છે. બાવન અક્ષર પૈકી એક પણ અક્ષર ઊઠતો નથી. ચિત્ત અક્ષરોની માળા ઉત્પન્ન કરનાર છે. ચિત્ત નિવૃત્ત દશાને પામે ત્યારે પ્રણવ નિહંગ થાય છે. હવે નિહંગ પ્રણવનો અર્થ એ થાય છે કે પ્રણવની ગતિ ગમન કરવાની હતી તે ધીમે ધીમે ઓછી થઈ જાય છે. જ્યારે સંપૂર્ણ ઓછી થાય ત્યારે પ્રણવ પોતાના ઘરમાં જાય. એ શુદ્ધ નિહંગ પ્રણવ બ્રહ્મની સાથે રસબસ થઈને રહે છે. જે પ્રણવ ઉપર પ્રમાણે અભ્યાસ કરી પ્રણવ બ્રહ્મ સાથે રસબસ થઈ રહે, તે જ અંશનું ઘર. આ ઘરનું નામ શુદ્ધ અહંગ શરીર સ્વયમ્ અંશ અને બ્રહ્મ સર્વથા એકમેક રહે છે. આ સ્થિતિ વિદેહમુક્ત જીવનોથી પણ અધિક છે. આનું નામ મોક્ષ. આ અંશ સ્વરૂપે થયો ગણાય.

આ સ્વરૂપને પ્રાપ્ત કરવું સદ્ગુરુને હાથ છે માટે સદા નિરંતર અભ્યાસી થા અને તારા પતિ સામે મીટ માંડી, બીજા બધા અભ્યાસ બંધ કરી, બતાવ્યા મુજબ અભ્યાસ કરશો તો જ પરમ સુખ પ્રાપ્ત થશે. આ અભ્યાસ તમને બતાવવામાં આવ્યો તે આપનપુ સ્વરૂપ સંબંધીનો છે, તે

પ્રત્યક્ષ પ્રમાણ રૂપ છે. આ જાણ પરમ કૃપાળુ પરમ ગુરુ કરુણસાગર મહારાજ લઈને આવ્યા હતા. અવિનાશી ગુણ વળથી રહિત સર્વના આદિ રૂપે રહેલા સોહમ પુરુષ સકર્તા સત્ કૈવલ છે. તેમનું પરમ શ્રેષ્ઠ પરમપદ છે. આવા ધામને મહા ભાગ્યવંત જ પ્રાપ્ત કરી શકે છે.*

**અંશ, આત્મા, જીવ અને તેની ક્ષમતા :** (૧) સુરતા, નુરતા, અક્કલ, આરત. (૨) અલ્પજ્ઞ. (૩) પ્રણવને જાગ્રત કરનાર. (૪) વ્યવહારિક સર્જન કે વિસર્જન કરનાર. (૫) જ્ઞાન મેળવી જ્ઞાન આચરનાર જ્ઞાન પ્રચારક. (૬) સંસ્કાર સિંચન કરી, સિંચન કરાવનાર. (૭) આપનપુની જાણ થયા પછી દિવ્યતા અનુભવનાર. (૮) સામાજિક પ્રવૃત્તિ કરનાર અને કરાવનાર. (૯) જ્ઞાન, ભક્તિ, વૈરાગ્યથી સદેહ મોક્ષની ઈચ્છાવાળો. (૧૦) વૈજ્ઞાનિક પ્રમાણવાળો. (૧૧) સ્વપ્રકાશિત. (૧૨) સુક્રતથી પાંચ દેહનું સુખ ભોગવનાર. (૧૩) અકળ, અરૂપ, અવિનાશી. (૧૪) પોતાના કર્તાની જાણ વગરનો. (૧૫) અન્નમય શરીરનું સુખ દુઃખ ભોગવનાર. (૧૬) અગ્નિ બાળી ન શકે. (૧૭) પવન સૂકવી ન શકે. (૧૮) સુક્રત કે દુષ્ક્રતથી પાંચે દેહોનું સુખ દુઃખ ભોગવનાર. (૧૯) કર્મ પમાણે ૮૪ લાખ ઘાટને ચેતન કરી ક્રિયા કરે અને કર્મફળ ભોગવે. (૨૦) તત્ત્વોથી અંધશ્રદ્ધા અને અજ્ઞાનતાથી દેવ દેવીઓમાં શ્રદ્ધા રાખનાર.

* તા. ૮-૯-૧૯૮૨ના પત્રમાંથી.

# શબ્દાર્થ

**અગમ** – ગમ (જાણ) પહોંચી શકે નહિ તે.

**અજપો** – બોલ્યા વગર આપોઆપ જપાતો જાપ.

**અનહદ નાદ** – અવિરામ નાદ, તુર્યા અવસ્થામાં દસ પ્રકારના શ્વાસથી ઉત્પન્ન થયેલ નાદ.

**અલેખ** – જેને લખી શકાય નહિ તે.

**અવસ્થાઓ** – જાગ્રત, સ્વપ્ન, સુષુપ્તિ, તુર્યા, ઉન્મુનિ.

**અવિગત** – જેની વિગત મળે નહિ.

**અહંગ રૂપી** – પોતાની જાણ રૂપી.

**અંતઃકરણ** – મન, બુદ્ધિ, ચિત્ત, અંહકાર, ન ચિદ્.

**અંતરમુખ** – પોતાની અંદર પોતાપણું જોવું.

**અંતરવૃત્તિ** – આંખ બંધ કરી મનન ચિંતન કરનારની વૃત્તિ (ઈચ્છા), નુરતા.

**અંશ** – જીવ, આત્મા સર્વે ઘાટને ચેતન કરનાર, હંસ, પંચભૂત શરીરવાળા પિંડસ્થ રૂપનો સારથિ અંશ.

**અંશી** – ઈશ્વર, પરમાત્મા, સર્જનહાર, કૈવલ કર્તા, મહદ્ અંશ.

**આત્મલક્ષ** – હું કોણ છું, મને બનાવનારનું ચિંતન કરી લક્ષાર્થે થનાર.

**આપનપુ** – પોતાના મૂળ સ્વરૂપની જાણ (પોતે કોણ છે, તેની જાણ).

**આવનકી** – જયાંથી આપણે આવ્યા છે ત્યાંની.

**ઉન્મુનિ** – પરમપદ માટેની શ્રેષ્ઠ અવસ્થા.

**ઉભયના** – બંનેના.

**ઓહંગ** – પૂરક, આત્મ સ્વરૂપ લેવાતો તત્ત્વવાળો શ્વાસ.

**કરણી** – કર્મો.

**કુંભક** – સ્થિર શ્વાસ, નિહંગ પ્રણવ.

**કૈવલ** – વળ વગરનું, વિશેષણ.

**કૈવલ પદ** – પરમપદ.

**કૈવલાકાર** – કૈવલ (કર્તા) રૂપે થાવ; આકાર, માયા અને સર્જન સમેટ્યા પછી.

**ચાર અવસ્થા :** (૧) જાગ્રત (૨) સ્વપ્ન (૩) સુષુપ્તિ (૪) તુર્યા.

**ચાર મુક્તિ :** (૧) સાલોક્ય (૨) સારૂપ્ય (૩) સામિપ્ય (૪) સાયુજ્ય.

**ચાર પ્રકારના જીવ :** (૧) જિજ્ઞાસુ (૨) અર્થાર્થી (૩) મુમુક્ષુ (૪) વિષયી.

**ચાસમી** – ની ઇચ્છાથી કામ કરે. (ઇન્દ્રિયોની ઇચ્છાથી પંચ તત્ત્વ કામ કરે).

**ચેતન (ચૈતન્ય)** – ઘાટ (શરીરો)ની જીવંત ક્રિયા.

**જાવનકા** – જ્યાંથી આપણે આવ્યા છે ત્યાં જવાની.

**ત્રિવેણી** – જ્યાં ઇંગળા, પિંગલા અને સુષુમ્ણા નાડીઓ એક જગ્યાએ મળે.

**ત્રણ પ્રકારના અંશ :** (૧) સામાન્ય (૨) વિશેષ (૩) પરમ વિશેષ.

**ત્રણ પ્રકારના આનંદ :** (૧) ભજનાનંદ (૨) વિષયાનંદ (૩) બ્રહ્માનંદ.

**ત્રણ પ્રકારના ગુણ :** (૧) રજો (૨) સતો (૩) તમો.

**ત્રિવિધ તાપ :** (૧) અધિદૈવ (૨) અધિભૂત (૩) અધિક વૃદ્ધિ.

**ત્રણ વ્યાકરણ :** (૧) પાણિની ઋષિ રચિત (૨) કાત્યાયન રચિત (૩) સાકટાયન ઋષિ રચિત.

**તુર્યાતીત** – તુર્યા અવસ્થા રૂપ.

**દસ નાદ :** (૧) શંખનાદ (૨) ઝાઝનાદ (૩) વીણાનાદ (૪) શહનાઈનાદ (૫) બંસરીનાદ (૬) દુદુંભીનાદ (૭) ભૈરીનાદ (૮) મૃદુંગનાદ (૯) સિતારનાદ (૧૦) ઘંટનાદ.

**દિવ્ય** – અલૌકિક.

**નખશિખ** – પગના નખથી માથાની ચોટલી સુધી.

**નવ નિધિ :** (૧) કામધેનુ ગાય (૨) કલ્પવૃક્ષ (૩) પારસમણિ

(૪) ચિંતામણિ (૫) અખેપાત્ર (૬) ગજમણિ (૭) હમાહુ પક્ષીની છાયા (૮) અમૃતકળશ (૯) સમુદ્રમોતી.

**નિજ** – પોતાનું.

**નિજપદ** – પરમપદ.

**નિજાનંદ** – પોતાના સ્વરૂપનો આનંદ.

**નિદિધ્યાસ** – નિરંતર ચિંતન.

**નિરંતર** – સદા માટે.

**નિહંગ** – સ્થિર, કુંભકની ઉપરની અવસ્થા.

**પરમ ગુરુ** – ગુરુઓમાં શ્રેષ્ઠ ગુરુ, મોક્ષના દાતા સાહેબ, કુવેર સાહેબ, પુરાતન પુરુષ, કૈવલના હજુરી અંશ, કૈવલ વેત્તા, પરમ વિશેષ અંશ.

**પરમ તત્ત્વ** – જે તત્ત્વથી મોક્ષ પ્રાપ્ત થાય.

**પરમપદ** – મોક્ષ, નિર્વાણ, અંતિમ પદ, કૈવલ મુક્તિ.

**પર બ્રહ્મ** – અક્ષર ધામ, કૈવલ ધામ, સર્જનહાર કે કર્તાનું ધામ.

**પરિશીલન** – દીર્ઘ સેવન.

**પિંડ** – પંચ તત્ત્વનું શરીર.

**બ્રહ્મ કે બ્રહ્માંડ** – દશ્યમાન જમીનથી આકાશી તત્ત્વો, તારાઓ, નક્ષત્રો, ગ્રહો અને શૂન્યો.

**બ્રહ્મજ્ઞાની** – બ્રહ્મ વિષેના જ્ઞાનને જાણનાર.

**બ્રહ્મરંધ્ર** – મસ્તકમાં ભ્રૂકુટીથી ઉપરનો ભાગ, સહસ્રદળ કમલનું સ્થાન, જ્યોતિનારાયણ કે નિરંજનનું સ્થાન.

**બ્રહ્મવેત્તા** – બ્રહ્મને સંપૂર્ણ જાણનાર.

**બ્રહ્મ સ્વરૂપ** – આત્મલક્ષી, સંપૂર્ણ વૈરાગ્યવાળાની ઉચ્ચ પરિસ્થિતિ.

**બ્રહ્માંડનું પ્રમાણ - ગણત્રી** : ૪ શંખ (શકું), ૧૪ પદમ્, ૮ અબજ, નવ લાખ તારાઓ.

**બાહ્ય વૃત્તિ** – આંખ ઉઘાડી રાખી દશ્યમાન પદાર્થ અને ક્રિયાને નિહાળનારની

વૃત્તિ (ઈચ્છા), સુરતા.

**માનવ દેહના બાર દ્વાર :** (૧) ગુદા (૨) ઉપસ્થ (૩) મુખ (૪.૫) આંખ - ૨ (૬.૭) કાન - ૨ (૮.૯) નાક - ૨ (૧૦) બ્રહ્મરંધ્ર (૧૧) ઓહંગ (૧૨) સોહંગ.

**લખચોરાસી** – ચૌર્યાસી લાખ.

**વિષ્ણુના દસ અવતારો :** (૧) મચ્છા (૨) કચ્છા (૩) વરાહ (૪) નરસિંહ (૫) વામન (૬) પરશુરામ (૭) રામચંદ્ર (૮) કૃષ્ણ (૯) બુદ્ધ (૧૦) નકલંક.

**સલેખ** – લખી શકાય તે.

**સુખમણા** – સુષુમ્ણા નાડી.

**સુમરન** – સ્મરણ.

**સોહંગ** – રેચક, પરમાત્મા સ્વરૂપ મુકાતો તત્ત્વાતીત શ્વાસ.

**સોળ વિભૂતિઓ :** (આ વિભૂતિઓ ફકત કર્તાએ પરમ ગુરુને જ પ્રદાન કરેલ) (૧) પરમ જ્ઞાન કે સુજાણ જાણ (૨) અનુભવ (૩) ધીરજ (૪) સહનશક્તિ (૫) સભાજીત (૬) અભયશક્તિ (૭) યોગકળા (૮) આકંતશક્તિ (૯) સહામશક્તિ (૧૦) નરવેદ શક્તિ (૧૧) પ્રભાવ પ્રકાશ (૧૨) મહાન દીર્ઘ (૧૩) પ્રાલબ્ધ (૧૪) નિર્લેપ (૧૫) દ્દઢ (૧૬) નિરાજન ઐશ્વર્ય.

**સ્વરૂપાનંદ** – પોતાના સ્વરૂપનો આનંદ.

**હરદમ** – હંમેશાં.

**હંગ** – અંશની સજાણ જાણ વૃત્તિ (ઈચ્છા).

**હિરણ્યગર્ભ** – જાણી ન શકાય તેવા તત્ત્વનો સમૂહ.

**કર્તા, સકર્તા, ઈશ્વર, સર્જનહાર, પરમાત્મા અને અંશી :** (૧) આદ્ય, સક્રત, સ્વરાજ્ય, કરુણેશ, કૈવલ કર્તા. (૨) પરમ વિશેષ અંશને પોતાની ઊપજણના સાક્ષી સ્વરૂપ રાખનાર. (૩) સામાન્ય, વિશેષ અને પરમ વિશેષ અંશોના પ્રેરક. (૪) દ્વૈત, અદ્વૈતના પ્રેરક. (૫) નવું સર્જન, જૂનું વિસર્જન

કરનાર. (૬) સ્થાવર, જંગમ, અણુથી બ્રહ્માંડ સુધીના જાણકાર. સર્જનની મહદ્ હંગવાળા. (૭) રૂપ અરૂપથી પર. (૮) સ્વપ્રકાશિત. (૯) સર્વજ્ઞ. (૧૦) અકળ. (૧૧) અવિનાશી.

**પરમ વિશેષ અંશનું પ્રાગટ્ય :** (૧) કર્તા સંબંધી અને તેમના અખંડ જ્ઞાનકિરણ અને પરમ જાણ કરાવવા. (૨) અંશ અંશીની ઓળખાણ કરાવવા. (૩) અંશને જગત ક્રતમાંથી મુક્ત કરી પરમપદ એટલે અંશી સાથે મેળવવા એટલે સજાતિનું મિલન માટેની કળ બતાવવા. (૪) વિવિધ મત પંથોમાં ભૂલા પડેલા અંશને કર્તા અને ક્રતની જાણ કરાવવા. (૫) વિવિધ ગ્રંથોના જ્ઞાનનો સાર સમજાવવા. (૬) વિવિધ અવતારોના ક્રત અને તેમના પ્રગટ પરચામાં ભૂલા પડેલા અજ્ઞાની જીવોને કૈવલ જ્ઞાન દ્વારા જાગ્રત કરવા. (૭) આચાર્યો, ધર્મગુરુઓ, પાખંડી સંતોના દુષ્ટ કૃત્યમાંથી મુક્ત કરવા. (૮) જગતના દેવોને ઈશ્વર અને માનવ પોતાને ઈશ્વર કે ભગવાન કહેવડાવે છે, તે કર્મકાંડ કરાવે છે, તેમના મિથ્યા જ્ઞાન સમજાવી આનંદ પ્રમોદ કરાવે છે તેઓનું અલ્પ આયુષ્ય સમજાવી શુદ્ધ જ્ઞાન પ્રગટ કરે છે. (૯) ચોર્યાસી યોનિનું જન્મ-મરણનું દુઃખ અને ભય દૂર કરનાર. (૧૦) પૂર્વના કર્મોમાંથી મુક્ત કરનાર. (૧૧) સકલ ગુણ ગતિ સાગર જેવી છે. (૧૨) અનંત જન્મના અંધ સંશય દૂર કરનાર, આવાગમન દૂર કરી અલૌકિક અનુભવ કરાવનાર. (૧૩) સર્વેના દાતા, અનંત બ્રહ્માધીશ અને નિજપતિના વેત્તા. (૧૪) બાવન અક્ષર લખી શકે નહિ, તેવું જ્ઞાન પ્રગટ કરનાર. (૧૫) ગુણાતીત, સાક્ષીવંત, સકલ દેવનકા દેવ અને ચૈતન્ય અંકુરની જાણ કરનાર. (૧૬) નવ બુદ્ધિ, સોળ કલા, સોળ વિભૂતિવાન. (૧૭) કૈવલ જ્ઞાનની જાણ કરનાર. (૧૮) કૈવલ મોક્ષ કે પરમપદ આપનાર. (૧૯) અવ્યાક્રત શરીરે ચૌદ લોક તથા સાત દ્વીપમાં પરમપદની જાણ કરનાર. (૨૦) જંબુદ્વીપમાં પાંચ તત્ત્વ જેવું શરીર દેખાય પણ મારી ગમ ગતિ અગાધ અને અગમ્ય છે. (૨૧) અટલ અને અભય છું, અવિરલ જ્ઞાનધારા વરસાવું છું. (૨૨) ચૌદ લોક કે અન્ય ઈશ્વરનો મને ભય કે ડર નથી.

## મહંત શ્રી સરજ્યુદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




એકલ પ્રેમ પહોંચે નહી, જહાં જહાં જાય ફસાય,
જબ સતગુરૂપે ઉપજે, પ્રેમ અમુલ કહેવાય.

## સંત શ્રી નિર્મળદાસજી
## ગુરૂશ્રી મોહનદાસજી




પ્રેમ નેમ પ્રીત્યે કરી, ઘરો શ્રીમંત કુવેર શરન;
નારણદાસ નિશ્ચે કહે, મીટે જનમને મરણ.

અત્યારે 'પરમપદની સમજ' અને 'પરમહંસ સુખાનંદજી' આ બે પુસ્તકો પ્રકાશિત કરવાનું સદ્‌ભાગ્ય 'અમે બધાં'ને પ્રાપ્ત થયું છે. 'અમે બધાં'એ ભેગાં મળી, નામ અને કીર્તિની અપેક્ષા વગર, 'સમસ્યા અને સમાધાન ટ્રસ્ટ'ની રચના કરી સત્ય જ્ઞાનના પ્રચાર માટે પ્રવૃત્તિઓ કરવા વિચાર્યું છે. જુદા જુદા ધર્મો અને સંપ્રદાયોમાં રહેલા સાર તત્ત્વનું સત્ય અને શુદ્ધ જ્ઞાનનાં નિચોડ રૂપ લખાણો દ્વારા જિજ્ઞાસુઓને માર્ગદર્શક બને તેવી પ્રકાશન પ્રવૃત્તિઓ કરવાનો અમારો મુખ્ય ઉદ્દેશ છે. નિઃશુલ્ક સાથ, સહકાર અને સેવા આપી શકે તેવા સદ્‌પુરુષોને 'અમે બધાં' આવકારીએ છીએ.


સંપર્ક કરો

**સમસ્યા અને સમાધાન ટ્રસ્ટ**

C/o. શ્રી પરમ ગુરુ કરુણાસાગર મંદિર

સુથાર ફળિયા, હાલોલ – ૩૮૯૩૫૦

**બકુલભાઈ ના. પંચાલ**
મો. ૯૦૯૯૭૫૧૦૧૪

**દશરથભાઈ વી. પંચાલ**
મો. ૯૯૭૯૩૭૫૫૦૭

**સુરેશકુમાર વી. પંચાલ**
મો. ૯૩૨૭૪૧૦૭૮૦

**હર્ષદભાઈ શં. પંચાલ**
મો. ૯૮૨૫૯૯૨૭૭૨

**હર્ષદભાઈ પી. પંચાલ(U.S.A.)**

ફોન : ૯૭૨-૬૦૦-૯૧૧૯